# પ દી

# ણો: ત્ત

# તી—પુ



શ્રીમંતાઈની ધુંઈમાં ભરેલાં ઉતાવળાં
પગલાનું પરીણામ દર્શાવતી
વાંચવાલાયક વાર્તા.




પ્રગટ કર્તા:—

રતનશાહ એફ. અઘારીઆ.

ઠે. "વાર્તા વિભાગ" ફેવરીટ, ક્રાફરડ માર્કેટ મુંબઈ.


વાર્તા વિભાગ પુસ્તક ૬૮ મું.



# પનોતી પુતલી!



## શ્રીમંતાઇની ધુંધમાં ભરેલાં ઉતાવળાં પગલાનું પરીણામ દર્શાવતી ધડાલાયક વાર્તા



લખનાર:—*B. L. M.* (જમશેદપુર)
"વાર્તાવિભાગ," ઠે. ક્રાફર્ડ માર્કેટ અંદર; મુંબઇ, ૧.

.................

### પ્રકરણ—૧ લું.

**અ**કટોબર મહીનાની તે એક અતી ખુશનુમાં સાંજ હતી. માહીમનાં કીનારા ઉપર સુમુદ્રની સપાટીને અડકીને આવતી પવનની ઠંડી લેહકી એટલી તો તરોતાજગી ભરી લાગતી હતી કે ત્યાંની રેતીનાં કીનારા ઉપર સહેલ કરનારાઓનાં ચહેરા એ ઘડી, આ ખુશનુમાં દેખાવથી ખીલી રહ્યા હતા. સૂર્યનારાયણ અસ્તો તુરતનોજ અસ્ત પામી ચુકયો હતો અને તેજ સમયે એક હેતરંગુ અને સોહામણું જોડું, તે રેતીનાં કીનારા ઉપરથી બહુજ ધીમાં ધીમાં કદમે પસાર થતું જોવામાં આવતું હતું. વળી તેઓથી થોડેક પછવાડેથી કોઇ ઘાટણ જેવી બાઇ આસરે ચારેક વરસનાં બાબાની પાંખડી પકડી તેઓનીજ પાછળ પાછળ ધીમે ધીમે તેને વાતો કરાવતી ચાલતી હતી. અને ત્યારે આ મનમોહન મુખડાનો બાબો પણ જાણે તેઓનોજ હોય એમ સાફ માલમ પડતું હતું.

"આજે એટલું સરસ લાગેછે કે ઘેરે જાણે જવાજ ગમતું નથી." બેહરાંગ, કે જે પેલા જવાનનું નામ હતું તેને કહ્યું.

"હા. આપણે એક લાંબો વૉક લઇ લઇએ ને પછીજ ઘેર તરફ વળશું." શીરીને યાને તેની મોહરદારે સુચવ્યું. તેવામાંજ આ બન્નેની નજર,

તેઓની બરાબર સાંમેથીજ ધસારાબંધ દોડી આવતી એક નાંની બાળકી તરફ પડી. તે નાંનું ફુલકું દોડતું દોડતું આવીને આબાદ બેહેરાંમ દાવરનાં પગો સાથ અથડી ઉભું રહી ગયું, આ નાની ઝુચી, એટલી તો હદ-બહાર સોહાંમણી હતી કે તુરતજ શીરીને પોતાંનાં હાથોમાં ઉંચકી લઇ તેને બચાબચ કીસીઓ કરવા માંડી. આ બાળકનાં અંગ ઉપર લાલ રેશમી ઝબલું, માંથે તેટલીજ સુંદર કસબી કીનખાબની ટોપી, અને પગોમાં સુફેદ નાંનાં શુઝ હતાં. તેના ભુરા અને લાંબા વાળ એટલા સફાઇથી ઓરેલા હતા કે તેણી જાંણે કોઇ એકાદ પરીયોનાં માળામાંથીજ સીધી ઉતરી આવી હોય.

"મરે રે, આય કોણુનું બેબી છે, કેટલું સોહામણું છે ? આજુબાજુ એનાં સાથવાલાઓ તો કોઇ દેખાતા બી નથી. કોઇનું બીચારાનું ભુલું તો નહી પડયું હોય, બેહેરાંમ ?" શીરીને તાજુબ થતા પુછ્યું."

"ખચીતજ, કોઇ બીચારૂં ભુલુંજ પડેલું લાગેછ. ઝુચીમાય, તારા બાવા કાંહ છે ?" બેહેરામે પુછ્યું.

"બાવા ઘેલે ચે." પેલી બાળકીએ પોતાની મીઠી તોતડી બોલીમાં જવાબ કર્યો.

"તારૂં ઘેર કાંહ છે માય ?"

"તાં, તાં, તાં. ઘેલ ચે." પોતાની નાની આંગળીઓ બે ત્રણ દીશાઓ તરફ ફેરવી દઈ પેલી નાની ઝુચીએ જણાવ્યું.

'તારૂં નાંમ શું ઝુચીમાય ?"

"ચુન્નુ નાંમ ચે."

"ઓઅ, સુન્નું નાંમ ?" શીરીને તેનો પડઘો કર્યો.

વાર સુન્નું, તારા માય કાંહ છે, માય ?"

"માંયથી તો મલી ગીયાં."

"અરે મરે રે નહી. બીચારી કેહેછ કે માય તો મરી ગીયાંછ." ઘણી દીલગીર થતાં શીરીને જણાવ્યું.

"બેહરાંમ, આપણે હવે શું કરશું ! આપણે હવે કોણને શોધવા જઇયે ? જોવની, તમેજ એખલા જરા આગલ ચાલી જાઓનાં, એના સાથવાલા કોઇ દેખાયછ વારૂં ?" શીરીન દાવરે સુચવ્યું, અને ત્યારે જે દાહાએથી આ બાળકી તેઓ આગલ દોડી આવી હતી તેજ તરફ બેહેરાંમે ઉતાવળે ઉતાવળે પગલાં ભર્યાં અને અહીં તંહી પોતાની નજર દોડાવતો તે ઘણેજ લાંબે તુલીક નીકલી ગયો હતો, અને ત્યાંથી વળી તેને પાછો ફરતાં પણ શીરીને આબાદ જોઇ લીધો.

"શીરીન, ત્યાં તો કોઇ કાંઇ ચલ્યું બી નથી. હવે આપણે શું કરીએ? બીચારાં આય બચ્ચાંને આપણે એકલું બી તે કેમ અને કોણ પર છોડી જઇશું? એમ કર! તું એને લઇને ઘેરેજ ચાલ, જે બને તે ખરી. આપણે ઘેરેજ એને લઇ જઇએ, હવે દીવા બતી બી થવા આયાછે સહવાર સુધીમાં અગર જો કોઈ એની તલાશ કરવા નહીજ આવ્યું તો પછી આપણે પોલીસમાં ખબર આપશું, અને અગત્ય પડશે તો પેપરોમાં પણ જાહેર કરી નાંખશું. બીજું શું કરીએ?" બેહેરાંમે જણાવ્યું. અને ત્યારે ન છુટકે શીરીન દાવરે પેલી બુચીને ઘણુંજ પ્યારથી પોતાની કેડ પર ઉંચકી લીધી અને સર્વેએ ત્યાંથી ઘર તરફ ચાલુ મુકયું.

ઘરે જતાંની સાથેજ આ નાની નવી બાળકી નાના જાંગીર બાબા સાથ ખુશાલ જીવે રમવા મંડી ગઈ અને જાણે કે પોતાનુંજ ઘર હોય તેમ બધાંઓ સાથ નહી ધારેલી હળીમળી પણ ગઇ. તેને નવું નવું અને અંજાણું તો જાંણે કશું લાગ્યુંજ નહી. ન તો તેને પોતાના મા–બાપને યાદ કર્યાં કે ન તો તેનાં પોતાને ઘર લઇ જવાની તે અડ લઇ બેઠી.

આ ભલાં દાવરવાલાઓએ આ બુચીનાં કોઇ વાલીઓ હોય તેને માટે તે પછીથી ઘણી ઘણીબી તલાશ કીધી, પણ સઘલું જાંણે વ્યર્થ ગયું. કહોની કે આ ભલાં માંટીભૈયરે તેને માટે પોતાનું બનતું કરવાને કશુંજ બાકી રાખ્યું નહી, પણ આ બીચારી બાળકીનું કોઇબી ઘેરી ધણી નીકળી આવ્યું નહી. અને જેમ જેમ દીવસો વહેતા ગયા તેમ તેમ વળી આ પટ-પટખોરી બુચીનો વહાલો પડોશ તેઓને એટલો તો ભારો પડી ગયો કે એક બારગી તેઓને અગર જો હવે પાછળથી બી કોઇ તેની માંગણી કરતું નીકલી પણ આવે તો તેઓને છોડવા નહી ગમે.

પોતાનાં બાબા જાંગીરની ઉંમર હાલમાં જ્યારે ચાર વરસની હતી ત્યારે આ નવી બેબી તેનાંથી કદાચ થોડીકજ નાની હોય તેમ તેઓને હવે લાગતું થયું હતું. તેઓએ તેનું નાંમ સુન્નુંજ રહેવા દીધું હતું. આ બાળકનાં તરેહવાર જાતનાં કપડાં ચપડાં અને બીજી હરેક જોઇતી વસ્તુઓ નવેસરથીજ તેઓ વસાવી તૈયાર કરતી પડી હતી. પહેલે દીવસે જે જે કપડાં ચપડાં તેણીનાં આંગ ઉપર હતાં તે સઘળાં એમનાં એમ એક જુદીજ કબાટમાં સાચવી રાખ્યાં હતાં, કે હવે પછી કદાચને તેનું કામ પડી પણ આવે. નાની સુન્નું આ બેહરાંમ અને શીરીનને પપા–મંમાના નામથીજ બોલાવતી આવતી હતી.

## પ્રકરણ—૨ જું.

બોલ બોલતાંમાં ખાસો પાંચ વરસનો ગાળો પસાર થઇ જવા પાંમ્યો. આ અરસામાં નાંની સુન્નુંની તલાશ કરતું અને તેણી માટે પુછપરછ કરતું કોઇ પણ મુંવું—જીવતું નીકળી આવ્યું હતું નહી. હવે તેણીની ઉમર સાત આઠ વરસની થવા આવી હતી જ્યારે નાનો જાંગીર નવ સાલનો થયો હતો. આ સુન્નું દેખાવમાં ઘણીજ સોહાંમણી ઉછરી આવી હતી. એક નાંજુક ખીલતી ગોલાબની કળી જેવી સુંદર, સાણુ—સલુકની, અને શીખવા ભણુવામાં પણ એકકીજ નીકલી હતી. આ બન્ને માંટી—બૈયરનો આ સોહામણી સુંદરી ઉપર બહુજ જીવ પ્રાણ હતો અને પોતાનાં પેટનાં એક બચ્ચાં કરતાં પણ આલેજ દરજ્જે તેઓ તેણીને ચાહતાં થયા હતાં. જાંગીર અને સુન્નુંને એકજ સ્કુલમાં મુકવામાં આવ્યાં હતા.

આ બેહરાંમ દાવરની કોઇ નોકરી ચાકરી હતી નહી. તેનાં પોતાનાંજ બાપદાદાઓની એસતેટો એટલી બીશ્યાર હતી કે તેને કોહની નોકરી કરવાની અગત પણ ન હતી. મહીને દીવસે ખાસા ત્રણથી ચાર હજાર રૂપ્યા તેને આ એસટેટોમાંથીજ ઘરબેઠાં ઉપજતા હતા. તે પોતાની કાકાની દીકરી શીરીન સાથ ગોઠવાઇ ગયો હતો. માહીમ ખાતે આવેલા પોતાનાંજ એક આલીશાંન અને એક ગંજાવર બાગ—બગીચા સાથના મકાનમાં ઘણાંજ સુખ—ચેનથી આ પ્રેમાળ જોડું પોતાના એક પુરા દીકરા જાંગીર સાથ રહેતું હતું. તેઓ સુખવાસી તો હતાંજ, પણ જ્યારથી આ નાની સુન્નુંનું પણોતું પગલું તેઓનાં ઘરમાં ન ધારેલું દાખલ થયું ત્યા પછીથી તો તેઓનું મકાંન ઓરબી જાંણે જારતીજ વાજતું—ગાજતું થઇ રહ્યું અને હવે ત્યારે આ બન્ને ઉઘરતાં બાળકોની 'નવજોત' ક્રીયા કરી નાંખવાને તેઓ ધામધુમમાં પડયાં.

એતેક્કાક એવો બની ગયો કે જે નાંની કબાટમાં સુન્નુંનાં કપડાં-ચપડાં રહેતાં હતાં તેની અંદર બીજાં નવાં કપડાંઓનો ઉમેરો કરવા જતાં શીરીને તે કબાટ માંહેથી કપડાંની એક ગાંસડી બહાર ખેંચી કાહડી, આ તેજ કપડાંની ગાંસડી હતી કે જે માંહે સુન્નું તેઓને પહેલ વહેલ્લી વરસોની વાત ઉપર માહીમનાં દર્યા કીનારે મળી આવી હતી અને તે દીવસે જે કપડાં આ બાળકનાં અંગ ઉપર હતાં તેનુંજ આ નાંનું બંડલ હતું. એક વાર ફરીથી તે કપડાંઓને જોઇ લેવાં અને તે દીવસની

વહાલી યાદ પાછી તાજી કરવા શીરીને તે આંસડીને પાંચ વરસે આજેજ પાછી પહેલ વહેલ્લી ખોલી જોઇ, તે માંહેનું બીજું બધું તો જેમનું તેમ સલામત હતું પણ પેલી નાંની કીનખાબની કસબી ટોપી ઉપરનો કસબ કોઈ કોઇ ઠેકાંણેથી ચુંથાઇને ઉખડી જઇ તેનું અસ્તર બહાર નીકલી આવેલું જણાંયું. ત્યારે પાછું તેની જગ્યા ઉપર તેને ગોઠવી અને સીવી લેવાની મતલબથી શીરીને તે અસ્તર માહેલા જુનાં દોરા કાતરે કાપી કાઢયા અને તેમ કરવા જતાં તેણીની ભારે અચરતી વચ્ચે અંદરથી બંધ કરેલું એક લાલ કવર તેના હાથમાં સરી પડયું! ઘણીજ સંભાળથી તે બંધ કરેલાં કવરને ઉખેડતાં બહુજ બારીક અક્ષરે લખાયલું એક કાગજ નીકલી આવ્યું. શીરીન દાવરે પોતાની ફાટફાટ થતી છાતી સાથે તેને નીચે પ્રમાણે વાંચ્યું.—

મેહરબાંન વાંચનાર,

આજે નહી ને વરસો પછી બી આ કાગજ તમુને મલે તેની અગાઉ તો હું પેલી જેહાનમાં પુગી પણ ગયલો હોઇશ. આ ગરીબ બચ્ચું મારૂં પોતાનું છે અને એનું નામ સુન્નું છે. ઘણાંજ કમનસીબ સંજોગો વચ્ચે મારી ધણીઆણી અમો બાપ–દીકરીને ટવળતાં મુકી ગુજર પામી છે. મારી રાંક મોહરદાર એક માલેતુજારનીજ એકની એક પુરી દીકરી હતી. અમારી કમનસીબ સરજતમાં સાથે જોડાવાનું હશે કે કેમ તે એક દીવસે છુપાછુપ અગીઆરીમાં જઈ અમે પરણી આવ્યાં અને જેવી તેની ખબર તેના શ્રીમંત બાપને પડી કે બીચારીને સદાને માટે ઓવાર નીવાર કરી દીધી. તે એટલે સુંધી કે જ્યારે આ મારી ભલી પરણેતર ગુજરી ગઇ ત્યારે છેલ્લી ઘડીએ તેનું મોં જોવા વટીક આ તેનો બાપ જેવો બાપ આવ્યો નહી. આ મારી સુન્નુંનો મમાવો એટલો તો બેજાં ફાટેલ પુરવાર થયો કે પોતાની દીકરીની દીકરીને વટીક કોઈ દીવસે જોવા અને મલવા બોલાવવાની પરવા વટીક કીધી નહી. આ મારો સસરો હીરાનો મોટો વેપારી હતો મારી સુન્નુંની પટની પહેલી વરસગાંઠને દીવસે મારી સાસુએ મારા સસરાથી અલકરી પોતાની દીકરીને પંદરથી વીસ હીરાઓ ભેટ કીધા હતા પણ અફસોસની વાત છે કે તે પછી મારી સાસુ જીવવા પામી નહીં અને પોતાની માતાની છુંપી મદદ બી ખોહી બેસવાથી મારી ધણીઆણી પણ બીચારી તેને સુખેથી વાપરવા પાંમી નહી. પોતે મરતી વખતે મને કહ્યું કે આ કીમતી હીરાઓ મારે વેચી નાંખવા અને મારે સુખચેનથીજ રહેવું. પણ મને હવે દુન્યા અકારી લાગી મારૂં તુટેલું

બીજાર તેમ કરવાને ચાહ્યું નહી અને કાંઈબી કરીને મેં મારી આ કંગાલ જીંદગીનો જેમ બને તેમ જલદીથી અંત લાવી નાંખવાનો નક્કીજ વીચાર કર્યો. પણ તેમ કરવા અગાઉ આ મારા વહાલાં બચ્ચાંને કોઇ સલામત હાથોમાં સોંપવાનો મેં પાક્કો મનસુબો કર્યો. મારાં કદરવંતા સાસુને મારી ધણીઆણી બન્ને તો આ દુન્યાથી ચાલી ગયાં અને બીજાં સગાં વહાલાંઓનો વીચાર કર્યો પણ મારા ધ્યાનમાં કોઇ મને તેવા લાયક લાગ્યા નહી. મેં તમો ભલાં ધણી-ધણીઆણીને માહીમનાં દરયા કીનારે રોજ સાંજે ફરતાં જોઈ લીધાં, અને કોઈ યુક્તીથી તમો નેક નાંમોનાં મેં નાંમ નીશાંન મેળવ્યાં, અને તમારાથી વધુ સરસ અને લાયક કોઈ મારા ધ્યાનમાં આવ્યું નહી, આવો મારો છેવટનો મનસુબો કરી હું પોતે રોજ રોજ દર્યા કીનારે મારી સુન્નુંને લઇ આવતો થયો અને તમો મેહરબાંનો તરફ જવાને તેને દુરથીજ રોજ લલચાવા લાગ્યો, આ મારૂં ભોળું અને નીર્દોષ બચ્ચું પણ તમારા તરફ દોડી આવવાને ઘણુંજ આતુર જણાતું હતું, પણ જાંણી બુજીને હું તેને વધુજ લલચાવાની મતલબથી રોકી રાખતો હતો. જ્યારે મારી પુરેપુરી ખાત્રી થઇ ચુકી કે અગર જો હું આય બચ્ચાંને એકલી છોડી દઇશ તો જરૂરજ તમો મેહરબાંનો પાસેજ જરૂર દોડી આવશે, ત્યારે રાતોરાત આ કાગજ લખી નાંખી તેની ટોપીમાં બંધ કર્યું કે પછી દીવસે તે તમારા હાથમાં આવશેજ અને ત્યારેંજ બધી વીગતો તમુંને માલમ પડશે. મારા આ વહાલા એક પુરા અને બીચારા માય વગરનાં બચ્ચાંને હમેશાને માટે છોડી દેતા મારા મનની હાલત કેવી હશે તેનો ખ્યાલ તમો મેહરબાંનોએજ કરી લેવો. પણ મને ધીરજ એટલીજ હતી કે હવે આ દગાબાજ દુન્યામાં હું થોડાજ વખતનો પરોણો છઉં અને આ લખ્યા પછી આપઘાત કરીને મારા દુખનો છેડો લાઉં છું એની ટોપીમાં તમો ભલા મેહરબાંનોને કીંમતી હીરાઓ મળી આવશે તેનો ઉપયોગ કેમ કરવો તે હું તમારીજ મુનસફી ઉપર છોડું છું આ કાગજ સાથ એના માયની છબી છે તે એના ગળામાં તમારી ખુશી પડે ત્યારે પેહરાવજો. આટલી મારી છેલ્લી અરજ સ્વીકારજો, પરવરદીગાર તમારૂં ભલું કરે. તમે આય મારા બચ્ચાનાં નીગેહબાન થજો, તમો એના મા-બાપ થજો.

લી૦ દીકરી સુન્નુનો કમનસીબ અને દુ:ખી બાપ,

શેહરીયાર માંજી.



## પ્રકરણ—૩ જું.

આ તે કમનસીબ કાગળ હતું. અને તે લખનારનાં ભેજાંની અસ્થીર અને ઉશ્કેરાયલી હાલત વચ્ચેજ લખાયલું હોય તેમ સાફ માલમ પડી આવતું હતું. શીરીન દાવરે તેને એક વાર નહી, બે વાર નહી, પણ અનેક વાર વાંચી વાંચીને ઘણાંજ દુઃખી જીગરથી પોતાના મનમાં ઠસાવ્યું. અતી ઘણું બેચેન દીલથી અને ધ્રુજી જતા હાથોએ તેણીએ પેલી કસબી કીનખાબની ટોપીની ઉપરની કીનારી ઘણીજ સંભાળથી કાપી કાઢી અને ઘણી ઘણી અજાયબી વચ્ચે તેણીએ તપાસ્યું કે ચકચકીત કરતા ઘણાંજ આબદાર એકવીસ હીરાઓ બહુજ સંભાળથી અને કોઇને પણ માલમ પડી નહી આવે તેમ તે ટોપીના તાળકની ગોળ ફરતી કીનારી સાથ સીવી લીધા હતા તે કાગજની અંદરથી મલી આવેલી નાંની છબીને ખુબ ધારી ધારીને જોતાં શીરીન દાવરને સાફ માલમ પડી આવ્યું કે તે માહેલો ચહેરો આબાદ જાણે નાની સુન્નુંનેજ મળતો આવતો હતો. તે કોઇ દેખયતીજ અતી ખુબસુરત અબલા હતી. ટોપીની ભીત્તરથી નીકળી આવેલા એકવીસ હીરાઓને ઘણાંજ સંભાળથી એક કાગજમાં પાછા વીંટાળી લઈ પેલા લખાઇ આવેલાં કાગળની સાથેજ પોતાની તીજોરીના ચોરખાનામાં શીરીને સાચવી રાખ્યાં.

તેણીને હવેજ માલમ પડી આવ્યું કે આ નાની ભુલકી સુન્નું તે લોકોને કાંઇ બીચારી ચોખી માંથે નહી પડી હતી પણ સાથે નાની જેવી દોલત લઇનેજ આવી હતી. ત્યારે હવે સર્વે ચીજો તેણી વગેસગે કરી લઇ શીરીને પોતાના ખાવીંદ બેહરાંમ આગળ સર્વે બનેલી હકીકત વીસ્તારથી જણાવી. એ બીચારા કમનસીબ બાપે જરાક વધું ખુલાશેવાર લખ્યું નથી. સુન્નુંના માંયનું નાંમ તો એ બીચારો જણાવતો બી નથી. ગરીબ બીચારો." પેલું કાગળ વાંચી બેહરાંમે પોતાનું મત દરસાવ્યું.

"પણ એના બાપે તો છેલ્લે પાટલેજ બેસીને રાતોરાત ઉશ્કેરાયલી હાલતમાં આપઘાત કીધો હોશે, તે બીચારો બધો ખુલાશો તે કમાંથીજ લખવા બેસે ? મરનારનો સસરો બી કોઇ ભારે ભેજાં કાટેલ માલમ પરેછ. જોની પોતાની દીકરીનું મુવે મોંહડું પણ જોવા નહી ગીયો. હું ભુલતો નહી હોઉં તો હીરાનો આય મોટો વેપારી કોલાબા તરફ ઘણાંજ દોરદમાંમ અને ભપકાથીજ રહેછ. છે તો પોતે એખલો પણ બે-ત્રણ તો મોટરો છે

અને એનો 'ચેહલ-મીનાર' બી તેવોજ રોણકદાર છે. મેં સમજ્યું કે એનું નામ અરદેશર લોર્ડ છે. જો હોય તો એજ આપરી સુન્નુંનો મમાવો હોય કે. વચમાં થોડાક દીવસો પસાર થઇ જવા બાદ આ દાવરવાલાઓએ, જાંગીર તથા સુન્નુંની નવજોત ઘણી ધામધુમથીજ કરી નાંખી આ શુભ કામ પાર ઉતાર્યું.



## પ્રકરણ—૪ થું.

પંદર વરસનો એક લંબાણ ગાળો પસાર થઈ ગયો.

સુન્નું હવે સાડીમાં એટલી તો આંખ ને ઠંડક વળે તેટલી દીલપઝીર લાગતી હતી કે રસ્તે ચાલતાં કોઇનું પણ ધ્યાન ખેંચાયા વીના રહે નહી. આ ચેહરેનમુન છોકરીનો ઘાટઘતમ ઘડવામાં તે મહાનાંમી સાહેબે સ્હેજ પણ કસર જાણે રાખી હતી નહી. આરસપહાણનાં પત્થરમાંથી કોતરી કાઢી હોય તેવીજ નકરી જાંણે એક સોહાંમણી અને આંખે ઉડી વળગે તેવીજ તેણી જાણે પણોતી પુટલી લાગતી હતી. શીખવા ભણવામાં પણ તેણી તેટલીજ આલે દરજ્જેની નીકલી આવી હતી, આ બન્ને જાંગીર તથા સુન્નુંએ બી. એ. ની પરીક્ષા પસાર કીધી ત્યારે જાંગીર જોકે પાછલા વર્ગમાં પાસ થયો હતો ત્યારે આ સુન્નું પહેલા વર્ગમાં પસાર થઇ સોનાનાં કેટલા મેડલો અને રોકડ ઇનાંમો જીતી લાવી હતી. જાંગીર પણ હવે ઉછરી આવીને નાનો જેવો એક માટીડો થયો હતો. તે પણ દેખાવે બહુજ સોહામણો, હસ્સાબાઝ, અને ઘણોજ તંદુરસ્ત બાંધાનો ઉધરી આવ્યો હતો. આ બન્ને એકમેક સાથ બહુજ સલાહ સંપથીજ વરતતા આવ્યા હતા અને એકને બીજા વગર સેહજે પણ ચાલતુ હતુ નહી. આજની ઘડી સુધી લોકો તેઓને બન્ને ભાઇ-બેનજ છે એમજ સમજતા આવ્યા હતા.

સુન્નું માટેનો ભેદ ભરમ જે આજ વરસો સુધીનો આ ભલા દાવરવાલાઓએ પોતાની છાતીમાં છુપાવી અને સાચવી રાખ્યો હતો તે દૈવયોગે એક દીવસ આપસી મેળે એક અકસ્માતથીજ ખુલ્લો થઇ જવા પામ્યો. બનાવ એવો બન્યો કે એક કોઈ ઘણાંજ મોટે ખાંધરેનાં કુટુંબ તરફથી આ દાવર ફેમીલીને લગનનું ઇજન આવ્યું અને તેથી તેઓના મોટા નામ પ્રમાણે શીરીનબાઇએ તે પરણતી કન્યા માટે એક ઘણીજ મોંઘી કીંમતનો સોનાંનો હીરાજડીત બ્રેચ તૈયાર કરી રાખ્યો હતો, આ પરણતી કન્યાના

કુટુંબીઓ સાથ આ હાવરવાલાઓને જાણે પરવટ જેવુંજ હતું અને તેથી તે સાજ-વારીનાં શુભ દીવસે તેઓ આબલ્લેશ બાગમાં સાંજના ચાર વાગતેથીજ પહોંચી ગયાં. પણ છોકરીવાલાંઓ તરફના ઓટલાપર પગ મુકતાની સાથેજ શીરીનબાઇને એકાએક યાદ આવી ગયું કે પેલી પરણતી કન્યા માટે તૈયાર રાખેલી કીંમતી ભેટ તેઓ પોતાને બંગલેજ ભુલી આવ્યાં હતાં.

"અરે છોકરાંઓ, જરા આપણે બંગલે જલ્દી પાછા દોડી જાઓ તો, જોવની તીજોરીની અંદર એક નાનો મખમલનો બોકસ હું ભુલી આવીછ; તેની ઉપર મેં નામનું લેબલ પણ મારેલું છે તે જરા લઇ આવોની." શીરીનબાઇએ પોતાના છોકરાંઓને જણાવ્યું. અને ત્યારે ચાલતી મોટરે જાંગીર અને સુન્નું બન્ને સાથેજ પોતાના મકાન તરફ ઉપડી ગયાં. પણ જેવા આ બન્ને જવાંનોએ પોતાની સીડી ઉપર પગ મેલ્યો તેવોજ તેઓના બંગલાના જુના રખેવાલ માતાદીને તેઓ આગળ આવી એક લાંબુ પરબીડું જાંગીરનાં હાથમાં મુકી દીધું અને જણાવ્યું કે હમણાંજ કોઇ પારસી સાહેબ આપી ગયાછ. અને તેનો જવાબ પાછો આવતી કાલે લેવા તેવણ કોઇ પાછા આવનાર હતા.

"જાની સુન્નું, તુંજ જરા તીજોરીમાંથી પેલો બોકસ શોધી લાવની તેટલાં હું આય કાગળ પત્ર જરા ઉપર ટપકેથી જોઇ લેઉંછ." જાંગીરે ત્યાંના વરંડા ઉપરજ એક ખુરશી ઉપર ગોઠવાઇ જતાં સુન્નુંને ફરમાવ્યું, અને ત્યારે લાગલી કે તીજોરીની ચાવી લઇ સુન્નું તે તીજોરીવાલા ઓરડામાં ઉલટમંદ દોડી પહોંચી. આ તીજોરી તેણીએ અનેકવાર કંઇને કાંઇ મુકવા કરવા ખોલી તો હતીજ. પહેલાં તો નજરની સાંમે તેણીને કશોજ એવો મખમલનો બોકસ માલમ પડી આવ્યો નહી ત્યારે ન છુટકે ત્યાંનું ચોર ખાનું તેણે ખોલી જોયું અને પેલી ભેટ આપવા માટેની વસ્તુ ત્યાં પડેલી તેણીએ જોઇ લીધી. ઝટ કરતો કે સુન્નુંએ પેલો મખમલનો બોકસ ઉપાડી લીધો પણ તેની સાથે સાથેજ એક કાગજ પણ બહાર ખેંચાઇ આવ્યું અને જાણે કે સુન્નુંને વાંચવાજ માટે હોય તેમ તે ખુલ્લું થઇ જમીન ઉપર પડી ગયું. આ ગરીબ ભોળી બાળાને તે કાગજ વાંચી જોવાની જરાકબી મનછા તો હતીજ નહી, પણ સંભાળથી તેની પાછી ઘડી કરતાં બે ત્રણ ઠેકાણે "સુન્નું" કરીને પોતાનુંજ નાંમ સાફ સાફ તેણીએ વાંચી લીધું અને ત્યારે વધતીજ જતી ઇંતેજારીથી તેણીએ તે કાગજ ઝપાટામાં આખું વાંચી પુરૂં કર્યું. અને વળી તે કાગજમાં જણાવ્યા પ્રમાણે

પોતાની મરહુમ માતાની છબી પણ ઘણાજ ઘણાજ ધ્યાનથી તપાસી લીધી. આબેહુબ પોતાનોજ ચહેરો જોઇ લેતા જાણે તેણી વધતીજ ખાતરી થતી તે કાગજને મુકાબલે સુન્નુંએ જોઇ લીધી. વળી અધુરામાં પુરી મોહોકાણ તો એ હતી કે પેલી કસબી કીનખાબની ટોપી પણ ત્યાનાજ ચોર વકોરામાં હતી.

ત્યારે હવેજ—આજેજ—અને હમણાજ કોઇએક અકસ્માતથીજ પોતાને લગતી તમામ વીગતો તેણી જાણવા પામી હતી. આ શું ત્યારે બનવા જોગ હતું ? શું ત્યારે તેણીના મા—બાપ કોઇ બીજા જુદાજ હતાં ? કે જેનો સંસારો વટીક આજની ઘડી સુધી તેણીએ કદી જાણ્યોજ ન હતો ? આ ભલા દાવરજાલાઓ ત્યારે શું તેણીના પોતાના મા—બાપ ન હતા ? આવા આવા કાંઇ સેંકડો અને હજારો વીચારો તેણીના મગજમા આવ્યા અને ગયા.

"લે ચાલની સુન્નું, આપુને લેટ થશે જો પેલો મખમલનો બોકસ મલ્યો કે ?" તેણી વીચારના વમળમાં વીટલાઇ ગઇ હતી તેવામાંજ જાંગીરે ત્યાં આવી લાગતા પુછ્યું.

"હા, ચાલો જાંગીર. બોક્સ તો મલી બી ચાયોછ. આપણે હવે જલદી ચાલી જઇયે. બીચારા માયજી વાટ જોતા હોશે."

સુન્નુંએ જણાવ્યું અને ત્યારે તુરતજ તેઓ પાછા આલ્બ્લેસ બાગ જવાને ઉપડી ગયા. ત્યાંના લગન જો કે ધામધુમનાંજ હતા પણ સુન્નુંનું ધ્યાન તેના ઠેકાણાં ઉપર કયાંથીજ હોય? તેણીને કાંઇ જેવો જોઇયે તેવો ઉત્સાહ આ શુભ સાજવારીમાં લાગ્યો હતોજ નહી. જેમ જેમ તેણી લાંબો વીચાર કરતી ગઈ તેમ તેમ હવે તેણીના મનમાં પાકે પાયે એમજ ઉતરતું જતું હતું કે તે પોતે આ દાવરવાલાઓની દીકરી હતીજ નહી. અને ત્યારે કુદરતી રીતેજ જેમ બનવું જોઇયે તેમ આ મનમોહક બાળા પોતાના ખરાં મા–બાપને લગતું જાણવા અને તેઓને લગતી માહીતી કરવા જાસ્તીજ જાણે તલખગાર થઇ.



## પ્રકરણ—૫ મું.

એક અઠવાડયું વચમાં વહી ગયું. એક દીવસે બેહરાંમ દાવર પોતાનાં દીકરા જાંગીર સાથ કાંઇ પોતાની એસ્ટેટ ને લગતાં કામસર બહાર નીકલી પડયા હતા, અને શીરીનબાઇ અને સુન્નું પોતાના ઓરડામાં ખુશ તોલ–ટપ્પા કરવામાં મશગુલ થઇ ગયા હતા. સુન્નુંએ તપાસી લીધું કે આજે શીરીનબાઇ હંમેશ કરતાં વધુજ ખુશ મીઝાજમાં હતા. અને તેવી એક ઉત્તમ તકનો લાભ લઇ લેવાનો તેણીએ પોતાના મનમાં વિચાર કર્યો.

"માંયજી, હું તમુંને એક સવાલ પુછવા માંગુંછ? જો તમારી મરજી હોય તો પુછું. બોલો માંયજી?" સુન્નુંએ તેવણને ગળે વળગી પડતાં પુછયું.

"તે મરે પુછની, સુન્નું. મારી દીકરી, તું વરી એવું તે શું આજે પુછવા તૈયાર થઇછ?" શીરીનબાઇએ ઘણાજ તાજુબ થતાં પ્યારથી તેનું માથું પસવારતાં જણાવ્યું.

"જોવ માયજી, મારી ઉપર જરાકબી ગુસ્સો કરતા ના, પણ ફક્ત એક અકસ્માતથીજ હું જાણવા પામીછ કે મારા મા–બાપ તો કોઈ જુદાજ છે. માફ કરજો, માયજી, ને મને ખરેખરૂંજ જણાવજો કે આ ભેદ શું છે? શું આય વાત ખરી છે?" સુન્નુંએ બીહતા ધ્રુજતા સવાલ કર્યો.

"ઓ મારી કલેજી," શીરીનબાઇએ જોશથી પોતાની ગોદમાં તેને દબાવી દેતાં ઘણીજ અજાયબી સાથ ચલાવ્યું.

'તું આ કેમ અને કયાંથી બધું જાણવા પામી, મારી માય ? બરૂં કહે, એ તુંને બધું કોણે કહ્યું ?"

"મને માફ કરજો માયજી, પણ એતો ફકત એક અકસ્માતથીજ બધી વાતોની મને માહીતી મળવા પામીછ. અને અત્રે લગનની પહેરામણી માટેનો બ્રોચ શોધવા જતા જે બન્યું તે તેણીએ જણાવ્યું.

"કાંઈ નહી, મારી દીકરી, તું કાંઇજ ફીકર કરતી ના. તારી સરજતમાં તે જાણવાનું હશેજ કરીને તુંને તેની ખબર પડી ગઈ. પણ તોબી મોડે કે વહેલ્લે તું તે વીશે જાણતે તો ખરીજ. વારૂ, જાંગીરે બી ત્યારે તો તે કાગજ વાંચ્યું તો હશેજ ને કોઈ આગલ તે વાતબી કીધી હોશે ?"

"નહી માયજી, કોઇબી આગલ મેં તેની વરાલ વટીક કાહડી નથી. મને તેમ કરવાની અગત્યજ શું પડીછ ?" સુન્તુંએ સચ્ચાઇનાં જોશથી જણાવ્યું.

"હા મારા જાંન, તારી એ શોધ ખરીજ છે. ચાલ તૈયાર થા, આપણે મોટરમાં જરા બહાર ફરી આવ્યે કે તારૂં મન જરા મોકળું થાય. તું પરણીને સાસરે સીધાવશે ને હમારૂં ઘેરબાર છોડી જશે ત્યારે હમુંને કેવું લાગશે તેનો કાંઈ ખ્યાલ—"

"નહી માંયજી, એમ બોલતાંજ ના." સુન્તુંએ દલગીર ચહેરાએજ તેવણુને આગળ બોલતાં એકદમ અટકાવી દેતાં જણાવ્યું. "એમ બોલતાંજ ના માંયજી, હું તમું લોકોને છોડીને કેઠેબી જવા માંગતીજ નથી.

'ચાલ જોઉં, મોંહું ઠંડા પાણીએ ધોઇ લે ને તૈયાર થઇ જા. આપરે જરા ખુલ્લી હવામાં બે ઘડી ફરી આવ્યે." અને તેઓ બન્ને—આ મા—દીકરી પોત પોતાનાં ઓરડામાં ડ્રેસ કરવા ગયાં.



## પ્રકરણ—૬ ઠું.

જેવાં તેઓ તૈયાર થઇ ચુકયાં તેવાજ બેહરામશા તથા જાંગીર પણ બહારથી આવી લાગ્યા.

"એ બની ઠનીને કયાં ચાલી સુન્તું ? કોઇના લગનમાં જાએછ કે ?" જાહાંગીરે હસવાનું કર્યું.

"નહી જાંગીર, લગનમાં તો નથી જતી પણ તારે વાસ્તે બૈરી

શોધવા જાઉંછ. ચાલની તુંબી સાથે આવેછ?" સુન્નુંએ પોતાનું મન મોહડું કરી પોતે બી હસવામાંજ જાણે વાત ઉલટાવી નાંખી.

"માહરે વાસ્તે બૈરી શોધવા જાઓછ? ને તેબી વરી તું? અરે સુન્નું તું? અરે પણુ એ છોકરીબાઇ, પેહલ્લે તું તારો વીચાર કરની? પેહલ્લે તું પરણી જાય કે હું? મહને કાંય પેહલ્લે દાળ દુધીમાં નાંખવાની દોડાદોડીમાં પડીછ." જાહાંગીરે જણાવ્યું.

વરંડા ઉપરજ આ બન્ને ઉધરતાં બચ્ચાંઓ પોતપોતા વચ્ચે નીર્દોષ રમુજ કરતાં હતાં તેજ વેળા શીરીનબાઇ આજે બની ગયલા બનાવ વીશે બેહરામશાને સુન્નુંને લગતી કેરીબત કહી સંભળાવી તે પછી પોતે તુરતજ પોતાના ઓરડામાથી બહાર નીકલી આવ્યાં, "ચાલની જાહાંગીર અમારી સાથે બહાર આવેછ કે?" તેવણે પુછ્યું.

'હા, ચાલો માયજી, ત્યારે તો પપાનેબી સાથેજ લઇ લઇયે, એવણુ બી આવશે, મેદાનમાં ફેન્સી-ફેરબી ભરાયલો છે તેબી વરી જોતાંજ આવશું."

અને તેઓ ચારે જણાં ફેન્સી-ફેરમાંજ સીધાં ગયાં, ત્યાં તેઓ ઘણું ઘણું ફર્યાં અને ઘણી ઘણી નવાઇની ચીજોનો અભ્યાશ કરી લીધો. એક ચોકશ સ્ટોલ આગળ ઘણું લોક જમાં થયલું તેઓએ જોઇ લીધું, અને ત્યારે આ દાવરવાલાઓએ પણુ તેજ તરફ હેયું લઇ લીધું. તેવામાજ તેઓની નજર એક વૃધ ઉમરના પારસી ગ્રહસ્થ તરફ ખેંચાઇ. તે પેલો કોલાબા તરફ રહેતો પારસી કરોડપતી શેઠયો અને હીરાનો શાહ વેપારી અરદેશર લોર્ડ હતો. જેવો તે આ ચારે જણાંઓની ચોગડી આગલ ધીમે ધીમે પગલે ચાલી આવ્યો કે તુરતજ બેહરામશા દાવરે પેલા જઇફને સાહેબ, સલામ કીધા તેટલાં જેવી તે જૈફ પારસીની નજર સુન્નું ઉપર પડી કે તેવોજ તે એ ઘડી હસ થઇ જઇ એકે તડાકે ત્યાંજ જાણે ચીટકીને ઉભો રહી ગયો અને આ "પણોતી પુતલી"ને માથાથી તે પગ સુધીની ટીકી ટીકીને જોવા મંડી ગયો, તેને ત્યાર બાદ પરગરો એક લાંબો નીસાસો ખેંચ્યો અને પાછું આગળ વધવાનું શરૂ કર્યું. તે જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ તેને કાઇ અનેકવાર પાછળ ફરી ફરીને જોયાજ કર્યું. તે થોડુંક આગળ ચાલતો અને વળી કાંઇ નીચી મુંડીએ વમારતો હોય તેમ ઉભો રહી જતો અને પાછો વળી આગળ વધતો, આ જોઇ તેવણને જબરો ધ્રાસ્કો પડી ગયો, રખેને વાત કાંઇ આગળ વધી જાય અને એ અરદેશર લોર્ડ સુન્નુંનો દાવો કરતો અચાનક ફુટી બુટી નીકલ્યો તો?

શીરીનબાઇએ વીચાર્યું અને ત્યારે પેલા નવી જાતનાં વાંદરાંઓ જોઇ લીધા બાદ તેઓએ પાછું ઘર તરફજ સીદ્ધાં ચાલી જવાનું વાજબી વીચાર્યું, અને તેઓ સરવે જણાંઓ પોતાને મકાને હરતાં બોલતાં આવી લાગ્યા. તેઓ પોતાનાં બંગલામાં આવી લાગતાં સાથેજ ટપાલમાં તેઓને નામનાં કેટલાંક કાગળો આવી લાગેલાં તેઓએ જોઇ લીધાં. બીજાં કાગળ તો સરવે તેઓની એસ્તેટોનાં લગતાં હતા પણ એક કાગળ શીરીનબાઈ દાવરનાં નામનું તેવણુના કોઇ કુઇ તરફનું લખાઇ આવ્યું હતું. તે માંહે તેવણુ લખતાં હતા કે તેવણુના છોકરાંઓ બેજન અને જાઈ થોડાક દીવસ મુંબઇ તેઓને ત્યાં પરોણા તરીકે આવવાનો પોતાનો ઇરાદો રાખતાં હતા, અને તેને લગતો જવાબ આ નવસારીવાલી કુઇ જાણુવા ઇંતેજાર હતી.



## પ્રકરણ—૭ મું.

શીરીનબાઇ દાવરનાં આ રતનફુઇ અસલથીજ નવસારીમાં વસ્વાત કરતાં હતા. તેવણુનાં ખાવીંદ ઘણુંકનાં મરણ પામ્યા હતા. આ રતનફુઇનો એક વખત એટલો તો સારો હતો કે નવસારીમાં તેવણુ એક આગેવાન જેવાજ ગણાતા હતા. પણ કમભાગ્ય તેવણુના મરનાર ધણીની તમામ દોલત પાણીના રેલા માફક ધસડાઈ જવા પામી હતી. તેવણુને બેજ બચ્ચાં હતાં. વડો દીકરો બેજન જે હાલમાં બાવીસ સાલનો હતો અને તેનાથી બે વરસ નાની જાઇ નામની છોકરી હતી. બાપના મરણ પછીથી આ રતન ફુઇએ પોતાના આ બન્ને બચ્ચાંઓને જેવાં જોઇએ તેવાં સારી રીતે ઉધારવાની કાંઈ જાજી પરવા કીધી નહી અને પરીણામાંમમાં વડો બેજન નટખટ અને ગુંડા જેવોજ ઉધર્યો હતો, જ્યારે તેની આ નાની બેહન જાઈ પણ તેવાંજ લક્ષણોથી ભરેલી મોટી થઇ હતી. શીરીનબાઇએ આ બન્ને છોકરાંઓને તેઓની છેક નાની વયમાં જોયલાં હતાં તેજ, અને ત્યારે કંઇક વરસો બાદ ફરીથી આ ભાઇ—બેહનને જોવા અને મળવા આ ભલા માટી ઐયર ઘણાજ ખુશી થઇ ગયા અને વળતો 'હા' નો જવાબ શીરીનબાઇએ પોતાના ફુઇજી પર લખી પણ વાળ્યો, આ જવાબ તુરતજ લખી નાખવામાં શીરીનબાઇની એક બીજી પણ ખાસ મતલબ સમાઈ જતી હતી. તે એ કે અગરજો આ ફુઇનાં છોકરાંઓ તેવણુને ત્યાં પરોણાં તરીકે આવે તો ઘરમાં જરા વસ્તી પણ થાય અને સુન્નું પણ તેઓ સાથ ભેળાઈ

જતાં તેનું પણ મન જરા વેરાય, અને પોતાને લગતી બાતમીઓ જે તેણી હાલમાંજ જાણવા પામી હતી તે પણ તેના મનમાંથી હાલને કાજ તો દુર થઈ જઈ મન પણ મોકળું થઈ જાય.

વળી આ રતનકુકને સારી રવેશે રોશન હતું કે પોતાની ભાણેજને ત્યાં કોઇ સુન્નું કરીને કોઇની કરી લીધેલી છોકરી વસવાટ કરતી હતી. પણ તે કોન્ની હતી ને કેવી હતી તે વીશે તેવણ આજની ઘડી સુધી તદન અંજાણ હતા. વળી આજ રતનકુકના કાગળમાં લખાઇ આવ્યું હતું કે મુંબઇમાં કોઈ તેવણના ધપ-ધપ્યા અતલગનાં સગાં રહેતા હતા તેવણને ત્યાં પણ થોડાક દીવસો આ બન્ને બાઇ—બ્હેન પરોણાં તરીકે જનાર હતા, પણ આ ધપધપ્યો સગો કોણ હતો તે કાંઇ રતનકુકએ આ દાવરવાલાઓને ખુલાશે લખ્યું હતું નહી.

તેઓ આવ્યાં—આ બેજન અને જાઈ. તેઓ હસ્તાં રમતાંજ આવી લાગ્યાં, અને તેઓને આટલી મોટી ઉંમરના ઉછરી આવેલા જોઇ આ બન્ને ધણીધણીઆણી ઘણાંજ હરખમાં આવી ગયાં અને તેઓનું આલીશાન મકાન બે ઘડી વાજતું ગાજતું થઈ રહ્યું. જાંગીર તથા સુન્નું પણ તેઓ સાથ વહેલાંજ પલોટાઈ ગયા, અને ખુશ વાતચીત તથા રમતગમતમાં બે ત્રણ દીવસો કયા ગબડી ગયા તે કોઇને કશુંજ માલમ પડયું નહી.

"જાઇ, સુન્નું બહુજ ફક્કડ પોરી છે અં? તુંને કેવી લાગેછ?" એક દીવસે તેઓ ત્યાંના વીશાળ બગીચામાં એકલા વાક લેતાં લેતાં બેજને પોતાની બહેનને પુછયું.

"હા, ફાંકડી તો છે, પણ જરા મીજાસનું ખોર્યું લાગેછ. કેમ તારો કાંઈ વીચાર બીચાર થાયછ શું? પણ હું નહી ધારતી કે તુંને એ છોકરી જરાક બી મચક આપે." જાઇએ પોતાનું મત જણાવ્યું.

"અરે ખાંડ ખાજે. ભલી ભલી છોકરીઓને સેવકે હાથતાલી આપેલી છે તો વળી એ કોણ મોટી દેવનું ડાકું આવીછ? તું જોતો ખરી હું એને કેવી મારા સપાટામાં લેઉંછ તે!" બેજને પોતાની જાત પર જતાં જવાબ કર્યો.

"સંભાળજે બા, જોઇ તપાસીને કામ કરજે. જો, ચુપ મુંગો રહી જા, સામેથી જાંગીર ને સુન્નુંજ આવેછ." જાઇએ સીગનલ આપી દીધી અને ખરેખર સામેથી જાંગીર અને સુન્નું એકમેકની પાંખડી પકડીને તે લોક તરફજ આવતા હતાં.

"એ તમે બેઉ જણાં ઘરમાં ભરાઈ બેસીને કમી શું કરોછ? જરા બહાર બગીચામાં ફરોની? તમારો બાગ–બગીચો ઘણોજ મજાનો લાગેછ, જાણે કે આખો દીવસ ફર્યાજ કયે" જાહાંએ જણાવ્યું.

"લે ચાલો આવો, આપણી વાડીના કુવા તરફ જઈયે ઘણો સરસ કુવો છે, અને વરી છેક તેનાં પાણી સુધી પહોંચી વળાય તેવી નીચે ઉતરવાની સીડી બી છે. હું ને સુન્નું તો મોટો ભાગ ત્યાંજ જઈને બેસયેછ તે ઘણુંજ પ્લેઝન્ટ લાગેછ," જાંગીરે તે કુવા આગળ સર્વેને લઈ જતાં જણાવ્યું.

તે અસલી બાંધણીનો એક ઘણોજ ગંજાવર કુવો હતો, તેની ફરતી ગોલ દીવાલની થોડીક દુરથી પત્થરની એક સીડી બનાવવામાં આવી હતી જેની મદદથી તે કુવાનાં છેક પાણી સુધી નીચે પહોંચી શકાતું હતું. તે બહુજ એક એકાંત ખુણામાં આવ્યો હતો અને જોકે તેઓના બંગલાનાજ કમ્પાઉન્ડમાં હતો પણ બહુજ છેટેથી હતો.

"આ કુવામાંથી દર ચાંદરાતે સમીસાંજ પછી ઘણીજ ખુશબુદાર શોડમ નીકલેછ અને અંદરના પાણીમાં કોઈ ગાયન લલકારતું હોય તેવા ખુશનુંમાં અવાજ પણ સંભળાયછ, મેં ને સુન્નું એ તો ઘણીકવાર તેવો અનુભવ મેળવ્યોછ, વરી મારા મમાં–પપા કહેછ કે ગમે તેવી મુશ્કેલી વખતે અગર જો આય કુવા પર ઘીનો દીવો મુકી જે બી મુરાદો ચાહો તે જરૂરજ કરીને ફળ્યા વગર રહેતીજ નથી. હું ને સુન્નું તો ઘડી ઘડી અહીં આવીને બંદગી કર્યેછ. અમારો કમ્પાઉન્ડનો રખેવાલ માંતાદીન તો આય કુવા આગલ બહારના કોઈને બી આવવા બી દેતો નથી." જાહાંગીર આ બધું પોતાના પરોણાઓને સમજાવતો હતો.

'તે એ તમારો નોકર બી ઘણોજ પુરાણો હોવો જોઈયે?' જાહાંએ પુછ્યું.

"અરે હારે, બહુજ જુનો છે. હું ને સુન્નું તો એના ખોળમાં રમેલા છૈયે, ને હમારી ઉપર તો એનો બહુજ જીવ છે." જાંગીરે સમજાવ્યું. અને હતું પણ તેમજ તે હાલમાં જોકે મોટી ઉમરનો થવા આવ્યાં છતાં દેખાવમાં બહુજ લાંબો તતણુખાર અને અતી જોરેમંદ હતો.

"ચાલો જાંગીર, આપરે હવે જઈયે. બીચારા માયજી વાટ જોતા હોસે જો. પપા બી આવ્યા હોશે ને આપુને શોધ્યા કરશે." સુન્નુંએ જણાવ્યું, અને તે ચાહરો જણાં બીજી ત્રીજી ખુશ ગુફતગુ કરી ત્યાંથી બંગલા તરફ રવાના થઈ ગયાં.

## પ્રકરણ—૮ મું.

માતાદીન રખેવાળને આ કોઇ નવા આવેલાં બન્ને પરોણાઓ જરાક થઇને પસંદ પડયાં નહી. હાથમાંની લાકડીના ફટકાઓ વડે સોના જેવા ઝાડોને વગર ફોકટનું નુકશાન પુગાડતાં ઘણીફવાર માતાદીને આ વીખરેલ છોકરાંઓને તેમ કરતાં રોકયાં હતા, છતાં પણ આ છકેલ અને બેહેકેલ ભાઇ બેહન તેને બીલકુલ મચક આપતાં નહી.

"એ મુવો આપણુને કહેવાવાલો કોણ?" જાઇ કહેતી.

"અરે તું તારૂં કામ કર રે, જાજી પતરાજી કરશે તો નાપાકને ઉંચકીને અફારી નાંખશ" અને એમ કહી બેજન તેને ટેકો આપતો હતો અને ત્યારે તેઓ આ માતાદીનને એક તીરસ્કારનીજ નજરથી જોતા થયા હતાં.

"હવે તો થોડાક દીવસ અમે તો અમારા માયના એક સગાને ત્યાં રહેવા જઇશું, સુન્નું. તુંને ખબર છેની?" એક દીવસે બેજને જણાવ્યું.

"જી હા. મને ખબર છે, જાંહાગીર બોલતા તા ખરા, પણ તે તમારા સગા કયાં રહેછ?" સુન્નુંએ પુછયું.

"તેવણ કોલાબા તરફ રહેછ, અને તેવણનું નાંમ અરદેસર લોર્ડ છે, પુષ્કળ પૈસાદાર છે જો સુન્નું, અને મારા માયજી તો કહેછ કે પાંચે દહાડે તેવણની દોલતના વારસો હું ને જાઇ થઇશું. ખરૂંજ બોલજે મારી સુન્નું, કે અમો અહીંથી જઇશું તો તુંને ગમશે કે?" બેજને પુછનું.

"અરે હારે જી, નહી કાંય ગમે? જરૂર જાઓ ને તેવણને ત્યાંબી થોડાક દીવસ રહીજ આવો, નહી તો તેવણ બીચારાના મનમાં ઘણુંજ ઓછું આવશે જો," સુન્નુંએ તો જાણ અજાણ રોકડુંજ પરખાવી દીધું.

"ત્યારે તો તેનો મીનીંગ એમજ થયો કે તું મારી દરકાર કરતીજ નથી, એમજ કેની સુન્નું ડીઅર?" મુર્ખ બેજને કળાવાઇ પડતાં જણાવ્યું.

"હેં! એ તે કેવો સવાલ? હવે ચાલશો આપણે બંગલામાં જઇયે, બીચારાં અંદર બધાં વાટ જોતાં હોશે જો." સુન્નુંને આય બેવકુફ છોકરાની ઘેલી ગાંડી અને અર્થ વગરની વાતમાં કાંઇજ રસ ન પડવાથી કંટાળો ખાઇ ત્યાંથી ચાલી જવાની માંગણી કરી.

"હા, ચાલની ડીયર! મને કશોજ વાંધો નથી, પણ મને કાલે એકલીજ

મળી શકશે ? મને તુંને કાંઇ ઘણુંજ ખાંનગીમાં કહેવાનું છે." ? બેજને જણાવ્યું.

'ખાનગીમાં કહેવાનું છે ? મને મળવા બેલાશક આપણા હોલમાં આવજેની, આપણે જરૂર વાત કરશું." સુન્નુએ ઠસ્સામાંજ જણાવ્યું.

"નહી બા, હૉલમાં, તો નહી, પણ આપણે બગીચાના એકાંતમાંજ પાછાં મળશું. આવશેની સુન્નું ?" બદમાશ બેજને માગી લીધું.

"નહીજી, બગીચામાં તો નહીજ બનશે" સુન્નુએ સેહજ ગુસ્સામાંજ જણાવ્યું અને એટલું જણાવતાં તેણીએ બંગલા તરફ એકલીએજ પ્રસારા-બંધ ચાલુ મુકયું, અને તેની પુઠ પુઠે બેજન પણ ચાંપ પડેલો ઘસડાયો.

હવે બગીચાની બીજી તરફ જાંહાંગીર અને જાઇ એકલાં બેસીને શું વાતો કરતાં હતાં તે જરા સમજી લઇયે.

"જાઇ, તું તારા મોઢા ઉપર કેટલો બધો પાઉડર ચોપડી આવેછ ? એતો તારી સાંમળી ચામડીને ઉલટી ખરાબ કરે જો. જોની સુન્નું તો એવા એવા પછાડા નથી મારતી તે છતાં કેટલી હેન્ડસમ લાગેછ ?" જાંહાં-ગીરે, કહ્યું

"ઓ વાય જાંહાંગીર, એ તમુંને થયુંછ શું ? જરા જરાકમાં સુન્નું ને સુન્નુંનોજ સેરો તાણ્યા કરશો કે ? તમે જાણોછ તો ખરા કે એતો કોઇ ગરીબની નાવારેસ છોકરી છે, તેણે એટલી બધી સાંના તાડ ઉપર ચડાવ્યા કરોછ ? આપણે લોક કહાં ને એ કહાં ? કોણ જાણે કેવાંની ખાનદાનની હોય ? એ છોકરીને એટલી બધી અગત્ય તમારે નહીજ આપવી જોઇયે." અદેખાઇનાં આવેશમાં આવી જઇ જાઇએ જણાવ્યું.

"તારી ભુલ છે, કોઇ ગરીબની હોય કે કોઇનાં નાવારેસ હોય તેની સાથે આપુને શું મતલબ છે ? આપુને તો તેની ઉંચ લાયકાત તપાસ-વાની છે. બીજાં બધાં સાથે આપુને કામજ શું છે ?" જાહાંગીરે સુન્નુંની તારીફ કરતા કહી સંભળાવ્યું.

"જાઓ જાઓ, આપરે આખર કરે પણ એકજ લોહીના ને માંસના કેહવાઇયે. હું તો વરી કાંઇ જુદાજ વીચારમાં ઊતી" અદેખાઇના અંગા-રથી ભુંજાઈ જતાં જાઇએ ચેષ્ટા કર્યો.

"અને એ તારો વીચાર તુંનેજ મુબારક [illegible] કાંઈ ધખારા તારા દીલમાં હોય તેને બીલકુલ કાહડી નાખજે નહીં [illegible] મુજમાં રોજ બોલશે. સમજી જાઈ ?" જાંહાંગીરે હવે સેહજ [illegible] જણાવી દીધું અને બન્ને જણાં વાત કરતાં બંગલા તરફ ફર્યાં.

# તદન મફત.

શારીરીક શાસ્ત્રને સમજાવનાર, તંદુરસ્તીનાં નીયમો બતાવનાર, ઉત્તમ સંતતી પેદા થવાનું સાધન કહેનાર અને શરીરના રોગોને મટાડી શરીર બળવાન બનાવવાનો ઉપદેશ આપનાર જીંદગીનું અમૃત નામનું વૈદકીય પુસ્તક ૫૬) પાનાનું જે કોઇ એક પોસ્ટ કાર્ડ લખી મંગાવે તેને મફત મોકલાય છે. પુસ્તક મલવાનું ઠેકાણું:—

**ડાકટર કાલીદાસ મોતીરામ. રાજકોટ કાઠીયાવાડ**

# બાદશાહી યાકુતી.

(રજીસ્ટર્ડ)

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારની તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી ૧ ના રૂ. ૧૦

## બાદશાહી ચુનાની લેપ (રજીસ્ટર્ડ)

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

ડાકટર કાલીદાસ મોતીરામ–રાજકોટ–કાઠીયાવાડ

**મુંબઇમાં દવા મલવાનું ઠેકાણું:—**

**મેસર્સ કેમ્પ એન્ડ કાં. લીમીટેડ તથા**

**કાફરડ મારકેટની અંદર અચારીઆની દુકાન ઉપર**

## પ્રકરણ—૯ મું.

"કેમ જાઇ, તારી દાર આજે ભરેલી કેમ છે? કેમ પછી પેલા જાહાં-ગીરનો ચોખો ચાંપી જોયો કે? જોજે હં, સહ્દર બીલ્લુ છે જો. જરાકબી એનો પીછો છોડતી નાં." હવે આ ભાઇ બેહન સાથે મળતાં બેજને જણાવ્યું.

'અરે નહી રે, મુવો તો કોઈ બીજાસનો કુત્રો લાગેછ, એતો પેલીજ પેટભરીની વખાંણનાં બાંકાં કુકથા કરેછ, એ મહીરાં મુંઇનો કાંટો વચમાં નહી હોતેની તો મને કાંઇબી ચાન્સ રહેતે ખરો, એ રાંડનો કાંટો કેમ કાહડું તેનો વીચાર કરૂંછ. તું કાંઇ તારૂં ભેજું ચલાવની બેજન? તારી પાસે તો ઘણા રસ્તાઓ છે, જો એટલું મારૂં કામ કર." જીવપર જાણે આવી ગઇ હોય તેમ જાઇએ જણાવ્યું.

"એમાં શું મોટી વાત છે? હમણાં તો તું જરા ધારી પડ, હું તેનો વીચાર કરીને જણાવશ." ખવીશ જેવા બેજને જણાવ્યું.

"પણ બેજી, હમણાં કાંઇજ કરતો નાં હં! આપણે પેલા બુઢ્ઢા વાંદર અરદેશર લોર્ડને ત્યાં કાલબાલ જઇશું, ને એક અઠવાડયું તેવણનાં પરોણાં તરીકે રહી જ્યારે પાછાં અહીઆં આવશું ત્યારેજ કાંઈ કરશું તો ખરાંજ, એ નરતી પરતી મરે રાંડ દોજખમાં ગઇ "એ જો મોંનાબરી તારી સાથે બી સીદ્ધો પાધરી નહી ઉતરી તો મારો વીચાર છે કે કાંઇ તાલતલાવટ કરીને પેલા કુવા આગલ લઈ જઇને ત્યાંજ એ વહાલાંમુંઇને હોમાવી દેવી એટલે કોઇને ખબર પડશે બી નહી!" ખુન પર ચઢેલી જાઇએ જણાવ્યું.

"છેલ્લો રસ્તો એજ છે. હમણાં હું પોતબી તેજ વીચાર કરતો તો. પણ એ બધું આપરે પાછળથી નક્કી કરશું. આપણે પેહલ્લે પેલા ઘરડાં ઘુવર લોર્ડને ત્યાં જઇ આવ્યે ને જોઇયે કાંઈ ધરખમ રકમ બેઇના નાંમ પર એ ડોસો કરી જાય તો ઠીક, હાલમાં હાંલ્લી જલતી હોય તેવી હાલત છે." બેજને જણાવ્યું.

એક પડત જેવા પણ પાકી બાંધણીના એકાંત જેવા દેખાતા મકાન આગળ ઝાડોના છાયા હેઠળ બેસી જઇ આ બન્ને ભાઈ-બ્હેન પોતાનાં સુખ દુ:ખની આ વાતો કરી રહયાં હતા. આ મકાન માતાદીન, રખેવાલના વપરાસમાં હતું. જેની તેઓને ખબર હતી નહી, હાલમાં આ રખેવાલ

તેઓની થતી વાતચીત પરબરી સાંભળી શકતો હતો. પોતાની વહાલી છોટી-બાઈ મારેનો આવો હેવાન્યત ભર્યો તાગડો રચાયલો સાંભળી આ વીશ્વાસુ રખેવાલના કાંન ઉભા થઇ ગયા અને અતી ઘણો વીસ્મય પામ્યો.

તેઓ બંગલામાં દાખલ થયાં. અને દાખલ થતાંની સાથેજ બેજન સીધો સુન્નુંને શોધતો તેનાં ઓરડા તરફ ચાલ્યો. સુન્નું કાંઇ વાંચવામાં નીચી મુંડીએ રોકાઈ ગઇ હતી. અને ત્યારે પોતાના અંગુઠા ઉપરજ તેણી તરફ ચાલી જઇ પછવાડેથી તેની બન્ને આંખ્યો ઉપર પોતાનાં હાથ મુકી દીધા. ભોળી સુન્નું તો બીચારી એમજ સમજી કે જાહાંગીર પોતાની હંમેશની રમુજી આદત પ્રમાણે તેમ કરતો હોવો જોઇયે, અને ત્યારે કાંઇ બી આણાંકાંણી વગર તે બન્ને હાથો એમના એમ રહેવા દીધા. આથી ગલીચ ખસલતના બેજનને જરાતીજ હીંમત આવી અને વાંકો વળી જઇ તેણીના ગાલ ઉપર દાબીને એક કીસ કરી દીધી. હજુન સુધી ભોળી સુન્નું તો આ જાંગીરજ છે એમજ જાણતી હતી. પણ જ્યારે તેણીએ હવે ઘણુંજ હળવેથી જાંહાંગીરનેજ જોવાની મતલબથી તે બન્ને હાથો હઠાવી દીધા અને પાછળ ફરીને પોતાની નજર ઉંચકી તેવી એકજ ઝટકે પેલા પાપી પલીદ બેજનને જોતાંજ તેણી એક વાઘણની માફક ઉછળી તેની સાંમે ઉભી થઇ ગઈ.

"યુ સ્ટુપીડ, તમારે ઘણુંજ શરમાવું જોઇયે, યુ શેમલેસ બ્રુટ. તમે તમારા મનથી મને શું સમજ્યા ? એકદમ મારી સામેથી તમારૂં કાળું કરો." એક શેહનશાહબાનુનાંજ તોર અને દમાંમથી પેલા નાલાયકને થથરાવી નાખતાં કહ્યું, અને ત્યારે તે હીચકારો બદમાશ પણ બે ઘડી ફજેત જેવો થઈ જઈ થર થર કાંપવા પડયો.

"સુન્નું મને માફ કર, મુંગી રહી જા." તેને પોતાના બે હાથ જોડી દઇ સુન્નું આગળ આજરખ્વાહીથી માંગી લીધું.

"મેહરબાની કરીને આ વાત તું શીરીનબાઇ આગળ કરતી નાં, હું કબુલ કરૂંછ કે મારી ભુલ થઇ."

"તમે મારા ઓરડામાંથી એકદમ બહાર ચાલી જજો, અને ખબરદાર જો આવી બદફેલી મારી સાથ તમે ચલાવીછ તો ! બીજે કેથે ત્રાઇ કરજો, મારી આગળ બીલકુલ તમારી બુરી નેમ ચાલવાની નથી. માયજીને હુંતો કહેવાની ને ફર કહેવાની. હમણાં તો તમે અહાંથી તમારૂં કાળુંજ કરજો." સુન્નું આ બેબદામના બદમાશ પર એટલીતો ઉશ્કેરાઇ આવી હતી કે તેનો ચહેરો

લાલ લોહી જેવો થઇ આવ્યો, પણ તેટલાંજ સુભાગ્યે સુન્નુનો અવાજ સમજી શીરીનબાઇ પોતેજ ઓરડામાં ધસારાબંધ દાખલ થયાં અને તેવણુતો તેને આટલી હદ સુધી ઉશ્કેરાએલી જોઇ જાણે ડઘાઇજ ગયાં.

"શું છે મારી માંય, કાંય એટલી ઉશ્કેરાંઈ આવી?" તેવણે તુરતજ સુન્નુને પેટમાં દાબી દેતાં પુછ્યું પણ તેના જવાબમાં તેણી પોતાની માંયના પાસાંમાં દબાઇ જઇ ડુસ્કે ડુસ્કે રડવા માંડયું.

"બેજન, તું હમણાં તો બહાર ચાલી જા, તેટલાં હું એને જરા ઠંડી પાડુંછ." શીરીનબાઇએ પેલા ફજેત પડી ગયલા બેજનને હુકમ કરતાંજ ફરમાવ્યું. અને ત્યારે તમામ નીટૈપતાનાં દેખાવ સાથેજ આ વીખરેલ ટુકતો ત્યાંથી પલાયન કરી ગયો.

"મુંગી રહી જા મારી દીકરી, હું બધું જાણુંછ ને જોઉંછ. તું જોકે મારી અશીલ દીકરી ફર્યાદ કરતી નથી, પણ હું બધો રાહબાટ સારી રવેશે જોઈ શકુંછ. મને ખબર નહીં હતી કે આય બન્ને ભાઇ ને બહેન બીલકુલ છકેલ ને બેહકેલ છે. પણ હવે કરશે શું? થોડાક દહાડા જેમ તેમ લઇ ચલાવ. એ લોક ક્યાં હંમેશાને માટે આપણે ત્યાં રહેનાર છે જે તેની વાત? અને સુન્નુને ઘણો ઘણો દીલાસો દઈ તેને પોતાની સાથેજ પોતાના ઓરડામાં લઇ ગયાં.



## પ્રકરણ—૧૦ મું.

વચમાં બે ત્રણ દીવસો તો કાંઇબી જાણવાજેગ બનાવ બન્યા વગરનાં પસાર થઈ ગયા. શીરીનબાઇનાં ફરમાવ્યા મુજબ બીચારી સુન્નુંજ કાંઈ ને કાંઇ મસે વાતો કરાવીને બેજન સાથ જાણે મળી ગઈ હોય તેમજ બહારથી દેખાવ કરવા લાગી. મોટો ભાગ તો આ બન્ને ભાઇને બેન—બેજન અને જાઈ સાથેના સાથેજ રહી ઘુમ ઘુમ કરતાં હતા. તેઓને તો હવે વખત જોઇને અને ઘણું સંભાળથી અને સમો જોઇનેજ કાંમ લેવાનું હતું. હવે તો આ બન્ને જાણે જાંહાંગીર અને સુન્નુંના કટ્ટા દુશ્મનજ થઇ લાગ્યા હતા અને હવે ત્યારે બીજો નવો કાંઈ લાગ અને દાવ હાથ આવે ત્યાં સુધી તો ચુપજ રહી જવામાં તેઓએ પોતાની શાંણપત જોઈ લીધી.

ત્રીજે દીવસે બેજન અને જાઇ પોતાના ધનાઢય સગા પેલા અરદેશર

લોર્ડને ત્યાં થોડા દીવસ પરોણા દાખલ જવાને તૈયાર થયાં આજે જાઈએ ખુબ ઠઠેરો કર્યો હતો મોઢા ઉપર એટલો તો ભારોભાર પાઊડર ચોપડયો હતો કે આબાદ કોઈ સીનેમાંની સ્ટારનોજ ભાસ કરાવતી હતી. ખોટા દાણાનો હાર અને કાનમાં લાંબા લટકતાં લુલકો લટકાવ્યાં હતાં, વળી સેન્ટ અને લવંડરનો પણ પુષ્કળ ધાણ કહાડયો હતો, બેજને પણ તમારે ઇંગ્લીશ ડ્રેસ અને તેનેજ મેચ થતી ફેલ્ટ હેટ અને હાથમાં વોકીંગ સ્ટીક લઈ પુરોજ જાણે જાટલીમેન બની ગયો હતો. અંતે અરદેશર લોર્ડનાં 'ચેહલ–મીનાર' તરફ તેઓ પુગી ગયાં.

શરૂઆતમાં તો આ બન્ને ભાઈ–બેહનને ઘણા વખત સુધી ત્યાનાં વરંડા ઉપરજ તપવું પડયું હતું અને આસ્તે રહીને અરદેશર પોતે ઘણાજ ગંભીર ચેહરેજ બહાર આવ્યા. સાહેબ સલામ થઇ અને બેજને પોતા સાથે લાવેલું તેની માય તરફનું કાગજ આપ્યું.

“અં, એમ છે ?” ઉપરથી તે નીચે સુધી બન્ને જણાંઓને જોઇ લઇ અરદેશરે ઘણીજ ઠંડાઇથી ચલાવ્યું.

‘એમ છે ? આવ્યાછ ત્યારે તો ભલે, બેલાશક એકુ બે દીવસ રહેશો તો મને કશોજ વાંધો નથી, કારણકે પરમ દીવસે તો હું દારજીલીંગ જાઉંછ, કેમ માય કેમ છે, સારી કાંની તો છેની ?”

“જી હા, સારી કાંની છે, તેવણે તમુને ઘણી ઘણી દુઆ કેહવરાવીછ.” જાઈએ મચકાઈનેજ જવાબ કર્યો.

આ બન્ને ભાઇ બેહને તો ધાર્યું હતું કે આ ડોસો તો તેઓને જોઇને કેવોએક ખુશ ખુશ થઈ જઈ બધો થોડો થોડો થઈ જશે, પણ તેવું તો કશુંજ બન્યું નહી.

“તમારૂં નામ શું ?” તેવણે જાઇને પુછયું.

“જી મારૂં નાંમ જાઇજી ને મારા ભાઇનું નાંમ બેજન.”

“કયાં વેર શીખ્યાછ આ બેજન ?” ડોસાજીએ હવે બેજનને પુછયું.

“જી હું મેત્રીક સુધી શીખ્યોછ.” બેજને નાખ્યું કે કહ્યું.

“અને હાલમાં કાંઈ નોકરી ચાકરી કરોછ કે ?”

“જી હું નોકરી માટે ટ્રાઈ કરી રહોછ. હાલમાં તો નોકરી ચાકરી કાંઈજ નથી.”

"તે ભલા આદમી આગળ શીખતે કેની? એમ ક્યાં વેર ઘેરમાં હાથ જોડીને બેસી રહેવાનાં છેઓ?"

"જી શું કર્યે, માંયજીએ શીખવ્યાજ નહી તેમાં હમારો શું વાંક."

"તે મારા સાહેબ, એમાં બીચારા માયજી શું કરે? તમારામાંજ અક્કલ જોઇયે. તમે કાંઇ ઝોળીમાં હીંચકા ખાતાં બાળકો થોડાજ છેઓ? એમ ક્યાં સુધી માયનાં જીવપર બેસીને ઘેરનો બેઠો ખીચરો ખાયા કરશો ને પોત્તા ખાત્તા થઇને ફર્યા કરશો?" ડોસાજીએ તો વાજબી અને મજબુત ચપટી આપવાનું ચાલુ રાખ્યું, અને બન્ને ભાઇ બ્હેન ચપટજ થઇ ગયા, અને દેખાઇતાંજ તેઓ બન્નેએ સાફ જોઇ લીધું કે આય પાણીએ કાંઇ વાલ ચરે બરે નહી.

"જાઓ અંદર જાઓ ને કપડાં બદલવા હોય તો બદલો ને પછી જોઇયે તો ચા—નાસ્તો કરી લેજો." અને એટલું જણાવતા તેવણે પોતાના બોયને બોલાવી ઘટતો હુકમ આપી દીધો. અને ત્યારબાદ તેવણ અંદર ગયા તે ગયાજ, પાછા સાંજ સુધી દેખાયાજ નહી. નાસ્તાના ટેબલ ઉપર પણ તેવણ હાજર થયા નહી તેમજ બપોરનું ખાણું પણ તેઓએ એખલાએજ કરી લીધું.

ત્યાર બાદ આ ભાઇ—બ્હેને આખેઆ 'ચેહલ—મીનાર' અજાયબીની 'વાહ વાહ' સાથેજ જોઈ લીધો હોલમાં એક ફુલ—સાઇઝનું કેઇ ઘણીજ સોહામણી પારસીબાનુંનું પીકચર હતું, અને આ મોલ્વાંદાટ પેઈન્ટીંગને તેઓએ ઘણું ઘણુંજ બારીકીથી જોયું અને તપસ્યું.

"અરે આ કોઇ પારસી લેડીનું પીકચર જોયું કે? આબાદ જાણે કે સુન્નું, ફક્ત જીવ મુકવાનીજ જાણે ખોટી છે." જાઇએ પોતાના ભાઇનું ધ્યાન ખેંચતા જણાવ્યું.

"ખચીતજ, જાણે આબેહુબ સુન્નુંજ, હું ડોસાજીને પુછી જોઉ?" બેજને પુછયું.

"અરે નહી રે જવા દેની. વરી એ મુવાને છેડીને કાંઇ ઉભો રહેશે! નહી તો વરી મુવો કાંઈ લેકચર કરવા બેસશે, હોશે. આપુને શું? જેનું હોય તેનું. ચાલ આપણે જરા હવે વરંડાપર જઇને બેસ્યે, હું તો બા ફરતાં ફરતાં થાકી ગઇછ. અને તેઓ બન્ને હવે વરંડા ઉપર આવી લાગ્યાં જ્યાં અરદેશર બોડ તેઓને સાંમેજ મળી ગયા.

"તમુંને ગમે તો સાંજે જરા દર્યે વૉક લઈ આવજો, દર્યો આજ સમેજ છે, ઘરમાં ભરાઇને કરશો બી શું ?" ડોસાજીએ ઠંડાઇથી સુચવ્યું.

અને ત્યારે તેઓ બન્ને દર્યા કીનારે ફરી હરીને પાછાં આવી લાગ્યાં અને રાતનાં જમી ખાઇને પોતાને સોંપાયેલા એક એલાયેદા ઓરડામાં આરામ લેવા ગયાં. રાતના પણ ડોસાજીએ એકલાએજ પોતાનું ખાણું પોતાના ઓરડામાંજ લઈ લીધું હતું.

"જાઈ, મને તો જરાક થઇને ગમતું નથી જો, ચાલ આપણે પાછાં માહીમ ચાલી જઇયે. ઉલટું ત્યાંજ જરા ઠીક લાગેછ. ડોસો તો કમબખત કંઇ સસરતો વસરતો બી નથી ને વળી ઘસી ઢાંમીને વાત બી કરી મરતો નથી. કેમ તારો શું વીચાર ?" બેજને કંટાળો ખાતાં જણાવ્યું.

"હા, ચાલ બા ચાલ. મને બી મુંવો થોડા કલાકમાંજ કંટાળો આવી ગીયોછ જો, માંયજીએ તો કહેલું કે દસ ને પંદર દીવસ રહેજો. શું મુંવુ અહીં રહે, ઢુર ને ઢેફર ? એ મુવા ઘરડા ઘુવર સાથે સીનું કોણ શેરવ્યા કરે ?" જાઇએ તુરતજ એકમત થતાં જણાવ્યું.

બીજેજ દીવસે સકાળેથી તૈયાર થઈ જઈ આ બન્ને ભાઈ બેહન ડોસાજીની રજા લેવા ગયાં.

"જી હમે હવે જઇયેછ. તમુંને હમારે લીધે ઘણી તકલીફ પડીછ તે માફ કરજોજી." જાઇએજ તેવણની રજા ચાહતાં જણાવ્યું. તેણીએ તો નક્કીજ માની લીધું હતું કે ડોસાજી ઘણી સરખી બોંહસા બોંહસી કરી તેઓને કદાચ અટકાવી દે. પણ તેમાનું તો કશુંજ બનવા પામ્યું નહી.

"અં, જાઓછ કે ? આવજો હં ? માંયજીને મારી દુઆ કહેજો." અરદેશરે તો ટુંકમાંજ ડામી લઇ આ કાસળ પતાવી પોતે પાછા હૉલમાં ચાલી પણ ગયા.

"મુંવો જરા જુદાઇએ પોતાની મોટર બી નથી આપી મરતો. ચાલ બેજન, આપરે ટેકસી કરી લઇયે." જાઇએ ફ્ફ્ફ્ફી ચટકી જણાવ્યું.

"હા તેજ ઠીક થઈ પડશે. નકામાં આ ઘરડા ઘુવરને ત્યાં આવીને આપરા વસા ગુમાવ્યા. હજી નહી આયાં હોતે તેજ પરવડતે. હવે બેહરાં-મઝા અને શીરીનબાઇ પુછશે તેનો જવાબ શું દઇશું ?" બેજને ગભરા-ટમાં જણાવ્યું.

"અરે યાર તું તારે કંકાઈંક કરજેની કે ઓવણ તો આજે દારજીલીંગ

જાયછ? ને આપુનેબી સાથે લઈ જવાની ઘણી ઘણી બોંહોશ કીધી પણુ આપણેજ ના કહ્યું. તું તાહરે એકનાં ચાર કરજેની એ લોક કાંઇ જાણુવા ને જોવા જવાનાં છે?" જાઇએ પાટયાં ગોઠવતાં જણાવ્યું.

"પણુ કાંઈ ફાલા ફુલી વીશે એ લોકો પુછશે તો આપણે જવાબ શું આપશું? એ લોકો પુછશે તો જરૂરજ." બેજને ઘણીજ ઇંતેજારીથી જાણવા ચાહ્યું.

"અરે શું તું બી બેજન, આજે એટલો બાજીનું પાણી કેમ બની જાયછ, તું તાહરે હાંકજેની કે એવણે પોતાના વીલમાં બધું નક્કી કરેલું છે, અને પાછળથી બધું આપશી મેળે માલમ પડશે, કોણ જાણવા આવ્યુંછ?" અને આ પ્રમાણે આ બેવકુફ બાઇ બેહન ટેકસીમાં વાતો કરતાં કરતાં માહીમ આવી પહોંચ્યાં.



## પ્રકરણ—૧૧ મું.

બીજી સવારે દાવરવાલાઓ હજીતો ચા-નાસ્તો લેતા હતાં તેવામાંજ આ બન્ને ભાઈ બેહનની સ્વારી નહી ધારેલી અને ઓચીંતી ત્યાં આવી લાગી.

"ઓ, કેમ એટલાં જલદી પાછાં આવી લ.ગ્યાં, બા ત્યાં ગમ્યું નહી કે?" બેહેરાંમશાએ મોઘમમાંજ પુછ્યું.

"અરે નહી રે, ગમે કાંય નહી? પણુ બીચારા આજેજ દારજીલીંગ ચાલી જાએછ, ને સાથે અમુંનેબી લઇ જવાની બોંહસા બોંહસી કરવા બેઠા, પણુ અમોએ તો બા સાફ નન્નોજ વાંસ્યો કે બીચારા હમારા સગાઓના મનમાં ઓછું આવશે, બીચારા સમજીને ઘણાજ નાસીપાસ ને રડવા જેવા થઇ ગીયા, ને અમુને છોડતાં છોડેબી નહી," પેત્રાંબોર જાઇએ ચાર ચ'શની ચઢાવીને પોતાનાં ચરીત્ર ચલાવ્યાં.

"તે મરે કાંઇ ચા—નાસ્તો કીધો કે એમજ ચાલી આયાં?" શીરીન-બાઇએ હવે શંકાસીલ થઇને પુછ્યું.

"અરે નહી રે જી. ચીકાર ખાઇ પીને આયાછ ને, વરી તેવણુ બીચારા અમુંને એમ આવવા બી દે કે વારૂ?" જાઇએ જણાવ્યું.

તેઓને વાત કરતાં છોટી જાંગીર તથા સુન્નું બાગમાં ઉતરી ગયાં.

અને તે પછી બેજન તથા જાઈ બેહેરામશા તથા શીરીનબાઈ સાથ ટાહેલુંજ ચલાવતાં બેઠાં હતાં.

"શીરીનમાંય, તમે માનસો, આય અરદેસર લોર્ડને ત્યાં હમોએ કોઈ એક બાઈનું આખા કદનું બહુજ સુંદર પેનટીંગ જોયું, જાણે આબાદ નકરી આપણી સુન્નુંજ જોઈ લેવી." જાઈએ જણાવ્યું.

"હા, એક લેશ ભારનો પણ ફરક નહી. બધી આબેહુબ સુન્નુંજ ફક્ત જાણે કે જીવ મુકવાનીજ ખોટી." બેજને તાપસી પુરી.

આ બન્ને ભાઈ બેહનના મોઢેથી આ વળી નવો ધડાકો સાંભળી શીરીનબાઈ તથા બેહરામશા એકમેકનું કોહું ટીકવા મંડી ગયા.

"અરે એવા તો મળતા ચ્હેરાનાં તો ઘણુંબી માણુસો નીકલી આવેછ ને વળી આપણે કેટલીકવાર તો છેતરાઈ પણ જઈયેછ. એ વળી જાંગીર ને સુન્નું કાંહ ચાલી ગીયાં ?" બેહરામશાએ વાત ફેરવી નાખતાં જણાવ્યું.

"અરે વળી એ લોકનું રહેઠાંણુ કાંહ ? બગીચામાંજ તો, ચાલ બેજન આપણેબી જરા બાગમાં ફર્યે." અને અદેખી પડી ગયલી જાઈએ હાથ પકડીને પોતાનાં ભાઈને ત્યાંથી ખેંચી અને પોતાની સાથ તેને પણ બગીચામાં ઘસડી ગઈ.

"બેહરામ, આય મી૦ અરદેશર લોર્ડ ખરેખરો આપણી સુન્નુનો મમાવોજ હોવો જોઈયે. અને આય છોકરાંઓ જે સખી જોઈ આવ્યાંછ તે કોઈજ નહી પણ આપણી સુન્નુંનાં બેહસ્તન માંયનીજ હશે." બેજન અને જાઈના ત્યાંથી જવા બાદ શીરીનબાઈએ ફીકરમંદ થતાં પોતાનાં ખાવીંદને જણાવ્યું.

"અને એક બારગી જો તેમ હોયબી તો ધાસ્તી ફીકર કરવા જેવું કશુંજ નથી, શીરીન." બેહરામશાએ જણાવ્યું.

"હવે મને ધાસ્તી જરાક પણ નથી બેહેરામ તે દહાડે તો સુન્નુંજ બીચારી રડમસ થઈને મારી આગળ બોલી હતી કે અગર જો હવે પછીથીબી કોઈ એનું સગુંવહાલું તેણી માંગણી કરતું કુટી નીકલ્યું તો તે લોકનું કશુંજ ચલણુ ચાલનાર નથી. સુન્નું પોતે તો બરોબર સમજેછ કે તે પોતે હવે ઉમ્મરમાં આવેલી છે અને જ્યાં ગમે ત્યાં રહેવા તે છુટી છે તે ઉપરથી હું કેહુંચ કે આપરે એ બન્નેને અદરાવી રાખ્યે તો કેમ ?"

"હા, વાંધો જરાકબી નથી. પણ આ બેઉ ભાઈ બ્હેનને અહીંથી પટવા દે ને પછી આપણે તેનોજ બંદોબસ્ત કરશું." બેહરામશાએ એકમત થતાં જણાવ્યું.

બેજન અને જાઈ, જેવાં બાગમાં ઉતર્યાં તેવાજ તેઓએ જાંગીર તથા સુન્નું ને થોડેક દુરથી પકડી પાડયાં, કપટી ને લુચ્ચી જાઇ જતાંને વાર જાંહગીરની છેક અડોઅડ જઇને બેસી ગઈ. અને બેજન પણ સુન્નુંથી થોડેક દુર થઇને બેઠો.

" અરે પણ જાઇ, ખોદા ખાતર જરા દુરથી બેસની તો મને બધો દાબી નાંખ્યો ને ?" ઘણાંજ કચવાટથી જાંહગીરે જણાવ્યું.

" વળી તમારી ઉપર આટલું બધું હેત કરેછ તારે કે ?" સુન્નુંએ ટેકો આપતાં હસીને જણાવ્યું.

" બરોબર છે. હું સુન્નુંના મતને બીલકુલ મલતો થાઉંછ." હવે બેજને વચ્ચે ટાપસી પુરી.

" મી૦ અરદેશર લોર્ડનો 'ચેહલ-મીનાર' કેવો છે ? જરા તેની તો વાત કરો ?" જાંહગીરે આગળ ચલાવ્યું.

" અરે જાંગું, તું જોય તો બધો અજબ અજબ થઇ જાય, એટલો તો સરસ કે બોલ્યે વાત નહી, બીચારા તેવણેજ બધો આખો ફરી ફરીને અમુને બતાવ્યો, અરે બીચારા ઘણાંજ લાયકીવાલા." જાઇએ ઉકમાંઈ લેતાં ફેંકાફેંક કરવા માંડી.

"હા, પાંચે દહાડે એતો તમારા લોકનોજ થવાનો વરી બીચારાનું ખાનાર પીનાર તમારા લોક સીવાય છે કોણ ? કોઇજ તો નથી ?" જાંહાંગીરે સુન્નું તરફ એક બોલ્લી ટપકાવતાં જણાવ્યું.

"અરે બીચારા કેટલું કેટલું અમુંને બોંહસા બોંહસી કરીને આપવા તૈયાર થઈ ગીયા, પણ અમેજ સારૂ ના કહ્યું." બેજને હવે નાવ્યું હાંકયું.

"અરરરરર, ત્યારે તો તમે બેઉ કેવાં પાછળ ઘુષ્યાં ! બે ચાર ગાડાં ભરીને બધું ઉચકી લાવતે કેની ? કોલાબા તરફ બેલનાં ગાડાં તો ઘણાં મલેછ." જાંહાંગીરે ઓધમમાં જણાવ્યું.

"અરે નહીરે જાંગું, મોડે કે વેહલ્લે એ બધું અમારૂંજ થનાર છે તો પછી હમણાંથી કયાં બધું વેર વીખેર કરી નાંખ્યે," જાઇ સમજાવતી હતી.

"પણ એ ચેહલ-મીનાંર તમારી માલેકીનો બાપ તો અમુંને ભુલતી નાં જો જાઇ" જાંહાંગીરે ટકોર કરતાં જણાવ્યું.

"અરે જાંગું ડીયર, એ અમારૂં તે તમારૂંજ છે એમજ સમજજો. જોઇયે તો અમારી સાથેજ આવીને રહેજોની. એ બધું આપણુંજ છે ડીયર," મુર્ખ જાઇએ જવાબ દીધો. અને વધુવાર હસ્વાનું ન થોભાવાથી સુન્નું ત્યાંથી ઉઠીને આગળ ચાલી, અને તેની પુઠે પુઠે બેજન પણ ઘસડાયો.

"તમુંને મુંબાઇ ગમેછ કે બેજન ?" હવે કાંઇબી વાત તો કરવીજ જોઇયે તે મતલબથી સુંન્નુંએ પુછયું.

"અરે હારે, મને તો ઘણુંજ ગમેછ, તારી દીલખુશ કમ્પનીજ મને એવી મલીછ કે મને તો જાંણે અહીંથી ખીસવા પણ ગમતું નથી, હું બી જો અહીંથી ચાલી જાંઉં તો તુંનેબી મારા વગર ગમવાનું તો નથીજ, મારી ખાત્રી છે. કેમ સુન્નું ?"બેવકુફ બેજને જણાવ્યું.

"ઓ જરાબી નહી, કાલે જતા હોવ તો આજેજ જાઓની, મને એમાં શું ? સુન્નુએ રોકડુંજ પરખાવી દીધું, "ચાલો હવે આપરે જઇયે જમ-વાનોબી ટાઇમ થવા આવ્યોછ.

"અરે જરા ઉભી રેહની સુન્નું," આટલું કહેતાં પાપી પલીદ જેવા બેજને સુન્નુંનો નાજુક હાથ પકડી પાડયો. "જરા ટાઢી મીઠી વાત કરવા હોંસેકારે આયો ત્યારે ચાલી શું જવા માંગેછ ?"

"બેજન મારો હાથ છોડી દેવો ને મેહરબાની કરીને અંદર ચાલો માયજી વાર જોશે," સુન્નુંએ નેણુ જમાવી તે નાપાકને જણાવ્યું.

"નહી સુન્નું, તુંને ઉભું રહેવુંજ પડશે શું હું તુંને નથી ગમતો ? ખરૂંજ કહેજે" પણ બેજન વધું કાંઇ આગળ બોલે તેની અગાઉ તો માતાદીન તેઓની સામે કોણ જાણે કયે ખુણામાંથી નીકળી આવી દમામમાંજ ડોળા કકડાવતો ખડો થઈ ગયો.

"તું અહીં શું માંગેછરે કમીના ?" બેજને અતી ગુસ્સામાં તેને પુછયું.

"નહી સાહેબ, માંગતો કાંઇજ નથી, મને તો છોટી—બાઇ સાથ કામ છે." અને આટલું ઘણીજ નરમીથી જણાવતાં તેને સુન્નુંને ચાલી આવવા હાથ કીધો અને એક નાના બાળકને કેમ દોરવી લઈ જાય તેમ સુન્નુને પોતે સાથે બંગલા તરફ લઇ જઇ છોડી દીધી.



## પ્રકરણ—૧૨ મું.

બીજે દીવસે તે બદમાશ ભાઇબ્હેન ખાનગી મસલત ચલાવવા બગીચામાં મળ્યા.

એનો કાંઇ રસ્તો કરવોજ પડશે. બેજન બબડયો.

"હા, પણ તે કાંઇબી કરની? ચાલ આપણે પેલા ઝાડનાં છાયામાં જઇને બેસીયે, અહીં આપણી વાતચીત કોઇ સાંભળી લેશે. ચાલ ત્યાંજ ચાલ." અને તેઓ પાછા એકવાર પેલાજ માળીના મકાન આગળ આવી લાગી ઝાડની નીચે બેસી જઇ વાતચીતમાં રોકાઇ ગયા.

"બેજન, એ રાંડનો ખીલો ઉપાર કરવાનો મને તો એકજ રસ્તો સુજેછ. જરાક બી થઇને કોઇને માલમ પડવાનું નથી અને આપણું કામ ઘણી આશાનીથીજ પાર થાય તેમજ છે."

"તે શું? પેલો એકાંતમાં આવેલો કુવો? તારી મતલબ તો હું પુરેપુરીજ સમજી ગીયોછ, પણ મારે મનમાં એતો એક જાણે રમત છે. એતો કામ ઘણુંજ સેહલું છે અને કોઇને સ્વપને પણ માલમ પડશે નહી.

જોની મને એક વીચાર સુઝયોચ જો સમજ, આવતી કાલે ચાંદરાતબી છે અને સુન્નુને સમજાવી પટાવી, કાંઇબી તાલ તલાવટ કરીને પેલા કુવા તરફ લઇ જઇશું." કમજાત જાઇએ પોતાનો નીચ પ્લાન પોતાનાં પાપી ભાઇને સમજાવ્યો.

"હા, તે તો વાત સાચી; પણ હું તો નહી ધારતો કે મારા સમજાવ્યાથી આ ખુબસુરત બીલાડી તે તરફ આવે. મને તો હવે મુતલગ થઇને કોકું આપશેજ નહી તે તો મારી સોએ સો ટકા ખાત્રીજ છે."

"ઓ, એમાં શું મોટી વાત? એને સમજાવીને તે તરફ ખેંચી લાવવાનું હું મારે માથે લેઉંછ. મારૂં કહ્યું એ જરૂરજ માનશે. મને કયાં પેત્રાં કરતાં નથી આવડતાં?" જાઇએ પોતાનાં ભામટા ભાઇને વધતોજ ભમાવ્યો.

"અરે ત્યારે તો આપણું કામ ઓરબી સહેલું થઇ પડશે. પણ ચાલ આપણે તે કુવા તરફ એકવાર પાછાં જઇને જરા જોઇ તપાસી આવ્યે, કે અંધારામાં આપણું કામ કરી લેવાને સવલતા થઇ પડે. ચાલ ઉઠ." અને એટલું જણાવતાં બન્ને ચંડાળો તે કુવા તરફ ચાલ્યાં.

"ખરચીતજ બહુ એકાંત જગ્યા છે. કંઇ કશું થાય તો કોઇનાં બાપનેબી ખબર પડે નહી. પણ સાથે જો પેલો જાંહગીરબી ઘસડાઇ આવ્યો તો આપણું કામ મુસ્કેલ થઇ પડવાનું સાથે એ નહીજ આવવો જોઇયે."

બેજને શકમંદ થતાં પોતાનું ડોકું હલાવ્યું.

"નહી બેજન, તારી ભુલ છે. એ તો રોજ સાંજે દરીયે જાયછ. ને કાલે વળી ચાંદરાત બી છે તે એ તો જરૂરજ જવાનો ને ફર જવાનો ને ત્યાંથી એને પાછો ફરતાં ઘણું અન્ધારૂં થશે. હા, ખરેખર જો—મને હમણાજ યાદ આવી. હું એને ફુલ ને સાકર દરીયે ચહરાવવા પૈસા આપશ કે એ નહી જતો હોય ટેબી જશે. કેમ ધ્યાનમાં ઉતર્યું ?" જુહાક જાઇએ ઉકમાંઇ લેતાં જણાવ્યું.

"હા હા, તારૂં કહેવું બરોબર છે, તું જરૂર એની પુઠે લાગજે. એ જો તે ટાઇમે દરીયા કીનારા તરફ ચાલી જઈ ત્યાં રોકાઇ રેહશે તો વાહુવાજી વાહુવા. ત્યારે હવે મને જરા ધ્યાનથી સમજી લે, કે જેથી ઠેક છેલ્લી ઘડીએ આપુને વીચાર નહી કરવો પડે. સમજ, તારે શું કરવાનું ? કે પેહલાં તો જાંગીરને અસતમ પસતમ સમજાવીને દરીયે ઢકેલી દઈ ત્યાંજ રોકી રાખવો. અને બીજું તો સુન્તુંને સમજાવી પટાવીને આય કુવા તરફ લઇ આવવી. આય બે મુખ્ય કામો તારે પોતાને આટોપી લેવાં પડશે અને બાકીનું પછીનું, આ મગફરીમાં મરો રહેલી સુન્તુંનો કેમ નીકાલ કરી નાંખવો તે હું સમાલી લઇશ તેની તું ખાત્રી રાખજે, શું સમજી ?" સેતાન્યત અશલતનાં બેજને જણાવ્યું.

"હા હા, બસ આયજ આપણો પ્લાન સારો છે. આય રાંન પેટબરીનો ખીલો ઉપાર થાય નહી ત્યાંસુધી મારો રસ્તો ખુલ્લો થનાર નથીજ, અને પછીથી જાંગીર જેવાને હાથમાં લેતાં મને કાંઇજ વાર લાગવાની નથી. મને તો પેલા મુંવા બુઢ્ઢા વાંદરાં અરદેશર લોર્ડ પર ઘણીજ આશા ઉતી પણ ત્યાંથી બી આપણે આશા ભંગ કરીનેજ પાછા આર્યાછ અને તેવી વખતે આય જો સદ્દર બીલ્લું હાથ લાગી જાય તો આપણે બધાંનો બેડો પાર થઈ જશે," જાઇએ જણાવ્યું.

"હા, તારૂં કાંમ તો થઈ જશે ને હું તો એમનો એમ બુઢ્ઢા ચોર જેવોજ રહી જઈ લટકી જવાનો, તેનું કેમ ?" બેજને રીસામણી ઢબે જણાવ્યું.

"તું બી શું જો ! તારૂં તો પછીથી બી થઈ રહેશે, તુંને શું કોઇ બીજી છોકરી મળવાનીજ નથી ? અરે તુંને મળશે તો વરી સુન્નુંથી સરસજ મળી જશે, પહેલાં મને તું અહીઆં ગોઠવાઇ જવાદે પછી હુંજ તુંને તારા કામમાં મદદ કરશ, હવે કાંઇછે બેજન ? લે ચાલ આપણે હવે જઇયે. ઘણો વખત થઈ ગીયો, નકામો કોઇને કશો શક જશે તો આપદા." અને આ કરતુકયાંઓએ પોતાનો ખુની કશદનો પાક્કો બંદોબસ્ત ઘડી કાઢી બંગલા તરફ વળ્યાં.

નફ્ટ બેજનને તો બે ત્રણ વખત આ સ્યાણી સુન્નું તરફથી સખત ઝાડુ મળી પણ ચુકી હતી અને તે તો જાણે ખુંનપરજ ચઢી જઈ અને છેલ્લે પાટલેજ બેસી પોતાનાં વેરની નક્કીજ વસુલાત કરી લેનાર હતો, અને પેલી કીનાંબાઝ અને કાવત્રાંની ભરેલી તેની સગી બહેન પોતાનાંજ આ માં જણ્યા ભાઇને આ નીચ અને પાપી કામમાં પોતાની બનતી મદદ આપવા તૈયાર થઈ ગઇ હતી.



## પ્રકરણ—૧૩ મું.

જાંહાગીર, આજે માહારૂં એક કામ કરશો, પ્લીઝ ?" તે ઝેહેરી નાગણ જેવી જાઇએ હસતાં હસતાં માંગી લીધું.

"હા હા, બોલની ખુશીથી કરશ શું કામ છે ?" ભલા અને ભોળા જાંહાગીરે ભલમનસાઇથીજ જવાબ કર્યો.

"જો આજે ચાંદરાત છે, તે આય આઠ આના લેવો ને સાંજે દર્યે જરૂર જજો ને માહરા તરફનું નાળીએર ફુલને સાકર આવા ઇઝદ માયને ચહરાવજો આટલું કામ કરશો જાંહાગીર ?" તે પેત્રાખોરીએ કાંગળી થતાં જણાવ્યું.

"હા, હું સાંજે દર્યે જવાનોજ છું તે જરૂર આય કામ કરતો આવશ એમાં શું મોટું મહાભારત કામ છે ?" જાંહાગીરે આશ્ચર્ય થતા કહ્યું. તેને વીચાર્યું કે આજે સુરજ કેઇ દીશાએ ઉગયો હતો કે આજે જાઇ ડાહી ડોહરી થઇને દર્યે ફુલને સાકર ચહરાવવા નીકલીછ ! તે બીચારાને શું માહીતી કે એક કાવત્રાબાઝ નીચ તરકતનો આ એક પહેલ્લો તબક્કો હતો.

" સુન્નું, મને જરા સોય ને દોરો આપશોજી ? મારાં ખમીશની

બાંહે ઝાડીમાં ભેરાઈ જવાથી જરા ઉખડી ગઈછે તે સીવી લેવા માંગુંછ" સુન્નુંની ટેમપરેચર કેવી છે તે મતલબથીજ આ બાંમડ ફુકતો બેજન હવે સુન્નુંને શોધતો તેનાં ઓરડા તરફ નીર્દોષતાનાજ તમામ દેખાવ સાથ જઈ લાગ્યો.

" તે ખમીશ મનેજ આપોની, હુંજ તમુંને શીવી આપું તમારેથી બરોબર શીવાશે નહી. લાવો મારી આગળ લઇ આવો." અને તે ભલી અને નિર્દોષ છોકરીએ આગલું પાછલું તમામ ભુલી જઇ પોતાની લાયકી દેખાડતાં જણાવ્યું. અને ત્યારે બેજન દોડતો જઈ હાથે કરીને જાણી બુજીને પોતાનાં ખમીશની બાંહે કઇ આગળથી સહેજ ઉખેડી નાંખી સુન્નું પાસ આવ્યો અને તે ભોળી અને ભલી છોકરીએ તેને બરોબર પોતાને હાથે ઠીક રીતે સીવી આપ્યું. અને ત્યારે ઘણીજ શ્માણુ સલુકથી બીજી ત્રીજી વાતો કરી લઇ તેણીનો ઘણો ઘણો ઉપકાર માની લઇ ત્યાંથી છુટો પડયો. ત્યારે હવેજ આ કીનાબાઝ ને ખુની હવસનાં હેવાનને વધતીજ હીમત આવી અને વીચારી લીધું કે આજનાં તેનાં કરવા ધારેલાં ખુની કામમાં કાંઈ જાજી મુશ્કેલી નડનાર હતી નહી.

આ ભાઇ ને બ્હેન જયારે દરેક ગોઠવણો પાકી કરી લઇ એકલાં મલ્યાં ત્યારે બન્નેએ એકમેકને વધતીજ હીંમત આપી અને ટકોરાબંધ પોતાનું નીચ અને કરપીણ કાવત્રું ઘણુંજ સાવચેતીથી પાર પાડવા ફરી અને ફરીથી યાદ આપી છુટાં પડયાં.

સમીસાંજનો વખત થઈ ચુકયો હતો.

'આવની સુન્નુ, જોની ચાંદ જોયો કે? કેટલો સરસ લાગેછે? બહાર આવની જરા ફર્યે આજે કેટલું ખુશનુંમાં લાગેછ?' જાઇએ સુન્નુના ઓરડા તરફ જતાં સીપલાસથી જણાવ્યું.

'હા ચાલની મનેબી આજે જરા બહાર ફરવા ગમેછ માયજીને જાંહાગીર તો બેઉ દર્યે ગાંયાછ તે હું એખલીબી બેસીને શું કરવાની છેઉ?' અને તમામ નીર્દોષ બીચારી સુન્નુ આ લફંગી પોરી સાથ બહાર બગીચામાં સરભોગ ઉતરી પડી.

બેજન બહારજ તેઓની વાત જોતો ઉભો. ચાંદરાતનો નવો ચાંદ પણ કયારનો નીકલી ચુકયો હતો અને હવે અંધારૂં પણ થઇ ચુકયું હતું.

"ચાલ સુન્નું આપણે પેલા કુવા આગળ જઇયે, આજે ચાંદરાત બી

છે તે પેલો ગાયનનો અવાજ આપણે સાંભલ્યે, મેં તો કોઇ દાવસ એવું એવું જોયું બી નથી જો વરી તે દીવસે શીરીનમાય બી કહેતાં હતાં કે ચાંદરાતે જરૂર ત્યાં જજો ને સમજી આવજો, વળી તેવણ એમબી બોલતાં તાં કે આય કુવામાંથી ઘણોજ ખુશનુંમાં સોરમ નીકલેછ, અરે જો ચાલ સુન્નુ અમુંને તો જરા જોવા દે તેં તો ઘણીક વાર જાયુંબી હોશે, જો ચાલ." અને નાપાક જાઇ તે બીચારી ગરીબ ગાય જેવી છોકરીને પોતાની સમજાવટથી તે તરફ લઇ જવાને સામર્થવાન થઈ.

"હા ચાલની, મેં તો ઘણીક વાર તેનો અનુંભવ લીધો છે, તમો લોકોએ નથી જોયું તે જોઇજ લેવો." સુન્નુંએ પોતાની ભોળાઈમાં જણાવ્યું અને જાઇ સાથ આગળ વધી.

"મેં જાંહાંગીરને બી તે કુવા તરફજ બોલાવ્યોછ, તેબી ઑાય ત્યાંજ આવતો હોશે." બદજાત બેજને પણ વધતાજ પેત્રા કરતાં જણાવ્યું, તે બાંગડની મતલબ એમ હતી કે અગરજો સુન્નું તે તરફ આવવાની એક બાગી આનાકાની બી કરે તો જાંહાંગીરનું નાંમ સાંભળી પેલા કુવા તરફ જવાને વધુજ ઉલટમંદ થઇ જાય અને ભોગ ચોઘડયે થયું પણ તેમજ.

"ઓ ત્યારે તો કેવું સરસ અંધારૂં તો થઇ ચુકયુંછ, ઓય ત્યારે તો તેવણ આવવા તો જોઇયે, સારૂં થયું બેજન કે તમે તેવણને ચેતાવ્યાછ તો." વધુજ ઉલટમંદ થતાં સુન્નુંએ જણાવ્યું. અને એમ ધીરે ધીરે વાતો કરતાં કરતાં તેઓ તે એકાંત કુવા તરફ આવા લાગ્યાં.

આ કુવાને ફરતી દીવાલની બાજુમાંથી પત્થરની એક સીડી છેક નીચે તેનાં પાણી સુધી પુગી વળાય તેવી રીતે બાંધવામાં આવી હતી તે આપણે સાતમાં પ્રકરણમાં વાંચી આવ્યા છીએ, વળી આ સીડી છેક પાણીની ટળેટી સુધી પણ પોંહચી ગઇ હતી.

જાઇએ, જાણે પોતે કેવી એક બીહતી હોય તે મીશાલે સુન્નુંનો હાથ બહુજ મજબુત પકડી રાખ્યો હતો, અને પેલો બેજન તેઓની પાછળજ દાંત્મા પીસીને તૈયારજ હતો, ચમકતા તારાઓની બહુજ ઝાખી રોશની સીવાય ઉજાસનું ત્યાં નાંમ નીશાંન ન હતું; અને એવે સમયે તેઓ ત્યાંની સીઢી પરથી અતી ઘણી સંભાળથીજ ઉતરતાં હતાં. અડધી સીડી તો તેઓ ઉતરી પણ ચુકયાં હતાં, અને જેમ જેમ વધુ નીચે જતાં ગયાં તેમ તેમ બહુજ સાવચેતીથીજ તેઓ તે સીઢીનાં પગથ્યાંઓ પર પોતાનાં પગલાં ગોઠવતાં ગયાં, લગભગ તેઓ હવે તે કુવાનાં પાંણીની છેક લગોલગ આવી

ઉતરી ચુકયાં હતાં, હવે ફકત ચાર કે પાંચજ પગથીઆં નીચે ઉતરવાનાં બાકી હતાં, અને એકજ–ફક્ત એકજ વધુ પળમાં તો બધું તેઓનું ધારેલું કાંમ તમાંમ થનાર હતું. હવે બરોબર લાગ જોઈ લઈનેજ કમજાત જાઈએ પોતાની પીઠની પાછળથી સુન્નું નહી જોય ને જાંણે તેમ પોતાનાં હાથની સીગનલ આપી દીધી, અને પેલો નાપાક બેજન જે બીચારી સુન્નુંની પાછળજ હતો તે હવે તેણીની લગોલગ આવી લાગી જેવો તે અસરાફ જેવી છોકરીને પાણીમાં હડસેલી દેવા તૈયાર થાય તેવામાંજ, ત્યાંના આખી વાડી ધ્રુજી ધડકી જાય તેવો, તે સીડીની છેક ઉપરની ટોચ પરથી એક ઘણોજ ભયંકર કીસમનો અને ગર્જના કરતો જબરદસ્ત મોટો અવાજ ત્યાંનાં એકાંતમાં જાંણે એકાએક ફાટી નીકલ્યો—

"ખબરદાઆઆઆઆઆર!"

આ ધાડો અવાજ એટલો તો મજબુત, એટલો તો કદર બીહામણો અને વળી એકાએક ત્યાંનાં એકાંતમાં નીકળી આવ્યો હતો કે તેનો પડઘો આ નીચેવાલાઓને કેટલીક પળો સુધીનો સ્પષ્ટ સંભળાઈ શકાયો હતો. હજીતો પેલો પાપી પલીદ જેવો બેજન, બીચારી સુન્નુંની આગળ વધે અને કાંઈ કશું ઉંધું ચતું કરી નાંખે તેવામાંજ આ જબરી ગર્જનાં થઇ હતી, તેઓ ત્રણે જણાંઓ પુષ્કળ ડધાઇ ગયાં હતાં. અને તેઓએ જ્યાંથી આ અવાજ આવ્યો હતો તે તરફ નઝર કરતાં એક લાંબો તાડ જેવો આકાર ઉભેલો તેઓએ આબાદ જોઇ લીધો, તે બીહામણાં જેવો આકાર તે સીડીની ઉપરથી હવે સર સર સર કરતો નીચે ઉતરી આવ્યો અને આ ત્રણે જણાંઓની સાંમે પોતાનાં તારા સમાંન ચકચક થતા ડોળા કકડાવતો ફેસ થઈ ઉભો, આ આકાર કોણનો હતો?



## પ્રકરણ—૧૪ મું.

તે માંતાદીન રખેવાલ હતો.

"બેલ્લા, કમીનાં," તેને આવતાંની સાથેજ બેજનનાં આંગ પર વસી જતાં એક મજબુત સ્લેપ તેનાં ગાલ ઉપર લગાવી કાઢી. "કમીના, તું આય મારા માલેકનુંજ નીમક ખાયછ ને તેઓનીજ સાથ આવી નમક-હરામી? તું આય બીચારી મારી છોટી–બાઇનો જાન લેવા તલપા ભોછ નહી?" તેને થથરાવી નાખતા અવાજે જણાવ્યું.

ખુન પર ચઢેલો બેજન, બીચારી સુન્નુંનું કાટલું ચૉંપ કરવું કાઢી નાંખવાને માટે ઉસકેરાયલો તો હતોજ તેમાં વળી આ ન ધારેલી નડતર છેક છેલ્લી ઘડીએ આવી લાગી અને પોતાની ધારેલી નીચ બાજી ઉલટાવી નાખનાર તરફ ઓરબી ઝનુંની બની ગયો, અને અધુરામાં પુરું આ માતાદીને લગાવેલા તમાચાનાં ચચડાટથી તેને જાસ્તીજ ઉસકેરી મેલ્યો, અને ત્યારે આ સામટાં બનાવોની અસર તેનાં ઉપર એવી તો થઈ આવી કે તે સીદ્ધો તે રખેવાલનાં અંગ ઉપર ધસી ગયો, અને આ બન્ને એક બીજાને બાઝી પડી જબરી અછાડ પછાડ કરવા લાગ્યા, માતાદીન વૃધ હતો છતાં બહુજ મઝબુત અને ચીવટ હતો. બેજન જેવા ચાર પોપાગીરોને તે આસાનીથી પુરો પડે તેવોજ હતો. વળી જ્યારે બેજને આ મારામારી દરમ્યાન મા—બેહનની નીચ અને ખરાબ ગાળો તેને ભાંડવા માંડી ત્યારેજ આ રખેવાલ એક ચીત્તા વાઘની માફક વધતોજ છેડાઈ પડયો અને તેનો મીઝાઝ હાથથી ગયો. તેને પોતાનાં બન્ને મજબુત અને રાંઢોડી હાથોથી આ બેજનને એક રબરના ગોળાની માફક આસાની સાથ ઉચકી લઇ નીચે જમીનપર અફાડી નાખવાનો હજી તો મનસુબો કરતો હતો તેવામાંજ બેજને તેના હાથમાંથી છુટી નીકળવાની અફડા તફડી કરવા માંડી. તેજ ઘડીએ તેનાજ એક પગની મજબુત લાત પાસેજ ડઘાઇને ઉભેલી જાઇનાં પેટમાં એવી તો જોરમાં લાગી ગઇ કે દુઃખમાં એક 'ઓ' સાથેજ ત્યાંની પત્થરની સીડી પર ઉંધે મસ્તક પટકાઈ પડી અને પાણીમાં ગબડતી થઇ ગઇ. સુન્નું જે બીચારી આટલી દેર સુધી બન્ને હાથોએ પોતાની આંખ્યો ઢાંકી દઈ ગભરાટની મારી પત્થર થઇને ઉભી હતી તેને જાઇનો પાણીમાં પડવાનો સાદ આબાદ સમજાયો અને એક મોટી ચીચીઆરી પાડી દીધી. માતાદીને પોતાનાં હાથોમાં ઉંચકી રાખેલા બેજનને હવે એકદમ બાજુમાં ફેંકી દીધો અને પોતે તુરતજ સીડીની ઉપરથી પાણીમાં ઉતરી આલ્યો, બોગ ચોઘડયે જોઈ કાંઇ છેક પાણીને તળીએ તો નહીજ પોંહચી ગઈ હતી પણ ફક્ત તે સીડીનાં ત્રીજે કે ચોથાં પગથીઆં વેરજ પાંણીમાં ડુબેલી પડી હતી. પત્થરપર ઝીંકાઈ પડવાથી તેણીની માથાંની ખોપરી ફાટી ગઈ હતી અને માતાદીન જેવો પોતાનાં હાથોમાં જાઇને પાંણીમાંથી ઉંચકી બહાર લાવ્યો ત્યારેજ માલમ પડયું કે તેણીએ તો પોવાનો પ્રાંણ છોડી પણ દીધો હતો ! સુન્નુંએ આ છાતી ફાડી નાખનારો દેખાવ જોઈ લીધો તેવીજ તે ત્યાંની ભોંયપર ફસડાઈ પડી બેસુદ્ધ થઈ ગઈ, પણ માતાદીન

સુવેલી બાઇને ત્યાંજ પડતી મુકી પોતાની છોટીબાઇ આગળ પાણીમાં તરબોળ થયલો અને હાંફતો હાંફતો આવી લાગ્યો, તેને ઝટ—ને—પટ ફુલનાં આ પમરતા ટમલાને પોતાની કેડ પર ઘણીજ સંભાળથી ઉંચકી લઇ એક નાના બાળકને કેમ ઉપાડી જાય તેવીજ હાલતમાં તે સીદ્ધો બંગલા તરફ હાંફતો હુંફતો ચાલ્યો.

પણ આટલો વાર પેલો બાંગડ બેજન ક્યાં હતો? તે નાપાકે તો જેવી પોતાની બેહનને પાંણીમાં ગબડી પડતાં જોઇ લીધી તેવોજ ત્યાંથી તે સીડીનાં બબે ત્રણ ત્રણ પગથ્યાંઓ કુદાવતો એક હીચકારા હેવાંનની માફક ત્યાંથી ઉભી પુછડીએ નાહસી છુટયો.

× × ×

"બાઇજી સાહેબા, સાહેબ હુઝુર, જાંહાંગીર બાબા." માતાદીને બંગલાનાં વરંડા ઉપર ચઢતાંજ જબરૂં ગોંખ્યારૂં કરી મુક્યું, અને તુરતજ અંદરથી બેહેરામશા, શીરીનબાઇ, અને જાંહાંગીર ગભરાટનાં માર્યાં બહાર દોડી આવ્યાં.

"ઓ માતાદીન શું છે? ઓ! મારી સુન્નુંને એ શું થઇ ગીયું? એને બીચારીને કોને મારી? તારા કપડાં લોહીથી ખરડાયલાં કેમ, માતા-દીન, ઓ મારા ખોદા હવે શું કરૂં?" શીરીનબાઇ આ ન ધારેલો દેખાવ જોતાંની સાથેજ હરણફાળ થઇ ગયાં.

"બાઇજી સાહેબા, ઘણુંજ બુરૂં થઇ ગીયુંછ. ઘણુંજ બુરૂં પણ મારી છોટી—બાઇને કશુંજ થયું નથી. બેફીકર રહો, એ મારી બેટીને આજે મેં મરતીજ બચાવી છે. ઓ! ભગવાને એને નવોજ જન્મ આજે આપ્યો છે પહેલ્લે આ મારી નાની બાઇને હુસ્યાર કરો. માતાદીન હજુન સુધી હાંફતો હતો અને ઠંડીથી ઘણોજ અકળાઇ ગયો હતો.

"હુઝુર ઘણુંજ બુરૂં થયુંછ. પેલી નવી બાઇ આપણાં કુવા આગળ સુવેલી પડેલી છે, માટે પેહલ્લે તેને લાવવી જોઇશે, પેલો લુચ્ચો પારસીનો છોકરો તો નાહસી ગીયોછ. જાઓ, બાઇજી સાહેબા, હુઝુર, તમેબી જલદી જાઓ, જાંગીરબાબા તું આપણી છોટી—બાઇ આગળજ રહી તેને હુશયાર કર. હું પોતે તમારા લોક સાથ તે વાવડી તરફ આંઉંછ, સાથે બે ત્રણ હાથ ફાંનસો લઇ લેવો. ઓ ચાલો, જલદી ચાલો હુઝુર, જલદી કરો, અરે ભગવાંન."

આ માતાદીન શું ને શું બધું લેલું માંડું બકતો હતો તે હજુન સુધી કોઇને કશું બરોબર સમજ પડયું નહી, ને કોઇનાં ધ્યાનમાં કશુંજ ઉતર્યું નહી સુન્નુંને તેઓએ પલંગ ઉપર સુવાડી દીધી, અને જાંહાંગીર તેની માવજત કરતો તેની આગળજ ઉભો રહ્યો. તેઓ સર્વેએ જાણી તો લીધું કે કાંઇબી બુરૂં થયુંછ ખરૂં.

અતી ઘણાં ગભરાટ વચ્ચેજ તેઓ સર્વે બીજાબી નોકરો ચાકરો સાથ હાથમાં ફાંનસો તથા બળતી મસાલો સાથ પેલા કુવા તરફ જઇ લાગ્યાં, અને તે વાવડીની સીડીની નીચે જઇ લાગતાંજ તેઓની નજર ત્યાં પડેલી જાઇની લાશ ઉપર પડી, તે લાંબી છટ થઇને જમીન ઉપર મુવેલી પડી હતી.

"અરે ઓ ખોદાય, આય શું થઈ ગીયું?" આ છાતી ફાડી નાખનારો દેખાવ જોતાજ બીચારા શીરીનબાઇએ પોક મુકી રડવા માંડયું

"બાઇજી સાહેબા, તમારૂં રડવાનું બીલકુલ ફ્ઝુલ છે. હું તમો આગલ જ્યારે બધી વાતો કરશ ત્યારે તમો સર્વે જણાંઓ સાંભળીને અજબ થઇ જશો. આપણી છોટીબાઇનો જાંન લેવાની આય સર્વે ગોઠવણ હતી, પણ મારી છોટીબાઇને તો ભગવાનેજ બચાવી લીધીછ અને તેને બદલે આય બાઇનો જાંન ચાલી ગીયોછ. મને હાલમાં કાંઇજ પુછતા ના, પણ સવારે હું બધો હેવાલ નીરાંતે કહી સંભળાવીશ. હાલમાં મારામાં બીલકુલ શકતી નથી." માતાદીનનો ગભરાટ હજુન સુધી મીટયો ન હતો તેનો હેવાલ હજુન ભાંગો તુટોજ હતો. તે વધુ બોલવાનાં હોશમાંજ ન હતો.

"પણ માતાદીન, હું એમ પુછું કે એની સાથવાલો એનો ભાઈ કયાં છે?" બેહેરામશાએ ગુંચવાતા પુછયું.

"અરે તેતો બદમાશ અહીંથી કયારનો ભાગી ગયો." અને ત્યારે રાતોરાત બેહરામશાએ આજુબાજુનાં પોતાનાં ઓળખાંણ પીછાંણવાલાઓને બોલાવી ભેગા કર્યા અને જાઇની લાસને પોતાની લાગવગ લગાડી દઈ સીધી ડુંગરવાડીપરજ પોહોંચાડવામાં આવી, અને આ પાપી હૈયાંની છોકરી પોતાનાં તમાંમ પાપોનો જવાબ આપવા તે દાદગર દાવરની દરબારમાં જવા માટે દોખમે ચડી પણ ચુકી.



## પ્રકરણ—૧૫ મું.

સહવાર પડતાં તો સુન્નુ સહનતરેજ પોતાની હમેશની હુશ્યારીમાં આવી ગઈ હતી. "મામજી, ખરેજ જાણજે કે એ બીચારો મારી આગળ નહી હોતે તો રાતે ત્યાંનાં અંધારામાં હું એકલી શું બી કરતે?" સુન્નું જણાંવતી હતી.

"પણ મારી માય, તું એ લોક સાથ એકલી ગઉજ શું કરવા?" શીરીનબાઇએ પુછયું, તેવામાંજ માતાદીન સુન્નુંની ખબર લેવા આવ્યો.

"બાઇજી સાહેબ, એમાં આપની બચ્ચીનો જરાક પણ કસુર નથી. પેલાં નાપાકોજ બીચારીને દગાથીજ ત્યાં લઈ ગયાં હતાં. એનો જાંન લેવા આ ભાઈ બેહન આજે કેટલા કેટલા દીવસો થયા ટાંપીજ રહેલાં હતાં. જાંહાંગીરબાબાને પેલી બાઇએ દર્યે ફુલ ને સાકર નાંખવા મોકલી આપ્યો તેબી એક નીચ દગાબાજીજ હતી. આ બન્ને બેવકુફ અને ખુની જેવાં બાઇને બેહન મારા રહેવાના મકાનની પાસેજ ઝાડનાં છાયામાં બેસીને પોતાની તરકીબ કરતાં હતાં, તેઓને બીલકુલ ખબર નહી કે હું તેઓની બધી વાતો બરોબર સમજતો હતો, અને તમો જાંણોછ બાઇજી સાહેબા કે તે દીવસો પછીથીજ જેવી મારી છોટીબાઇ બાગમાં ફરવા નીકલતાં હતાં ત્યારે હું દુરથી મારી આ બચ્ચીની પુઠે પુઠેજ પણ દુરથીજ રહી આ ખવીશ જેવાં ભાઇ બેહનનાં સરવે ચેનચાલા તપાસતો હતો. બાઇજી સાહેબ, ગઈ રાતે જેવાં એ લોકો બંગલામાંથી બહાર પડયાં તેવોજ હું તે લોકનાં ઓળાની માફક રહી તે લોકોની પુઠે પુઠેજ હતો, અને હું જો વેળાસર તે જગ્યો પર હાજર હોતે નહી તો આ બચ્ચીને ધક્કો મારીને કુવામાં ફેંકીને મારી નાખવાનો તે લોકનો પક્કો ઇરાદો હતો. પેલી બાઈ મરી ગઈ તે ખુદાઇ સંજોગથીજ તેના પાપે ગઈ, જેને માટે ખાડો ખોદયો તેમાં તે પોતેજ પડી મુઈ અને પેલો લફંગો બદમાશ ભાગી ગયો છે પણ કુદરત તેને સજામાંથી છોડનાર નથી.

'મામજી, એનેબી બીચારાને ઘણોજ માર વાગોછ જો, પેલા મુજી ચંડાલે એને બધો લાત અને મુક્કીથી માર્યો હતો." સુન્નુંએ માતાદીનની દયા ખાતાં જણાવ્યું.

બાઇજી, મને વાગ્યું તેનો શું મુજાકો છે? તારે ખાતર મારો આખ જાંનબી એક બારગી જતે તો મને તેની કયાં પરવા હતી? તું છોટી

બાઈ આજે નવેજ જનમ લઇને ઉઠી છે તેથી હું નેહાએત ખુશીજ છું." માતાદીને સમજાવ્યું. તે સહવારનાં જ્યારે બેહરાંમશા તથા જાંહાંગીર ડુંગર વાડીપર જાઇનાં સ્વાન ને છેવટનો સેજડા કરી લેવા ગયા હતા ત્યારે માતાદીન રખેવાલ આ બધો અહેવાલ તેઓને કહી સંભળાવતો હતો.

થોડીક દેર બાદ બેહરામશા તથા જાંહાંગીર પણ આવી લાગ્યા, અને આ ભલા રખેવાલની ભલાઈ તથા નીમકહલાલીની તારીફ શીરીન-બાઇએ સંભળાવી ત્યારે આ બાપ–દીકરા ઘણાંજ તાજુબ થયા, આ પાપી અને નીચ હૈયાનાં ભાઇ–બેહનની હેવાન્યત યુક્તી અને કપટી બાજી તેઓએ જ્યારે જાંણી ત્યારે તેઓ ઘણાંજ હેરત હેરત થઈ રહ્યાં. અને આ સઘળી કેફીયત સાંભળ્યા બાદ મોટા આભાર સહીત બેરામશાહે માતાદીનને કહ્યું.

"માતાદીન, તેં મારી આય વહાલી દીકરીને તેં તારા જાંનની કશી પણ પરવા કર્યા વગર બચાવીછ તેથી અમો સરવે જણાંઓ તારો ઘણોજ ઉપકાર માંન્યેછ. તેનાં બદલામાં અમારી તરફથી આય કબુલ કર." રૂપ્યા સોની એક નોટ કાઢી માતાદીનનાં હાથમાં હેસવતાં બેહરાંમશાએ જણાવ્યું.

"અરે અરે શેઠજી," આટલું બોલતાં માતાદીને પોતાનું દમામદાર સર બેહરાંમશાનાં પગો ઉપર ધપ કરતું મુકી દીધું. "અરે ભગવાન! હુઝુર, હું આજે પાંત્રીસ વરસથી તમાંરૂં નીમક ખાતો આવ્યો છું. આ તમારા પૈસા તમારી પાસેજ રહેવા દો. એમાંથી એક પાઇ પણ લેવી મારે હરાંમ છે." માતાદીનની આંખ્યોમાંથી આંસુઓ નીકળી પડયા "હુઝુર, હું તમુંને મારા બે હાથ જોડી અરજ કરૂંછું કે આટલા પૈસા એ બચ્ચીનાંજ નાંમ ઉપર ખેરાત કરી દેવો." અને આ નીમકહલાલ રખેવાલે પોતાનાં હાથમાંની નોટનો ડુચો કરી લઇ બેહરામશાનાં ગજવામાં તે પાછી ધકેલી દીધી અને તે પોતાનાં અંગરખાંથી આંસુઓ લુછતો પોતાનાં મકાંન તરફ વળી ગયો.



## પ્રકરણ—૧૬ મું.

પેલી જાઇની છમસી વીતી ગઇ. જે કમનસીબ દીવસે દીલને ધ્રુજાવી નાખનારો પેલો બનાવ બની ગયો હતો તેજ દીવસે બેહરાંમશાએ એક અરજંટ ટેલીગ્રાંમ નવસારીવાળી રતનકુઇ પર કરી નાંખ્યો હતો. ત્યાર બાદ વળતે દીવશે શીરીનબાઇએ એક વીગતવાર કાગળ પણ તેવણ પર લખી નાંખ્યું હતું, પણ કશાંનો જવાબ આ ફુઇની તરફથી તેઓને મળ્યો હતો

નહી, અને આ દાવરવાલાઓએ તેની વધુ કનવાર પણ કરી નહી, તે પછી તેઓએ પેલા બેજન વિષે પેપરમાં વાંચ્યું કે તે કોઇ ગંભીર આરોપ માટે જેલમાં ગયો હતો અને મોટી શીક્ષાના ડરથી હેબતખાઇને આપઘાત કીધો હતો. કુદરત મોડે કે વહેલે હરકોઇ ગુનેહગારને તેને લાયકની સજાને ફેજે પુગાડવા વગર રહેતી નથી.

*  *  *

આજે વહાડયાજીનું પાક આતસબેહરામ ચીકાર ભરાયલું હતું, કારણકે આજે આદર રોજ ને આદર મહીનાંનો પવીત્ર મહીમાં હતો, દાવરવાલાઓ પણ આપણાં પાક નુરી કેબલાને સુખડ અર્પણ કરવા આવ્યા હતા. આતષ પાદશાહ આગળ જવા અગાઉ તેઓ પોતાનાં બુટ કાઢવામાં આગલા હૉલમાં રોકાઇ ગયાં, સુન્નું જે બાંકડા ઉપર બેસી બુટ કાઢતી હતી તેની બરોબર પાસેનીજ એક ખાલી બેઠક ઉપર વૃધ જેવો દેખાતો કોઇ જરથોસ્તી બેસી જઇ પોતાનાં બુટ કાઢવા મંડી ગયો, અને તેની પાસેજ બેઠેલી સુન્નું પર તેની નજર પડતાંજ તે તેણીને ઘણુંજ ધ્યાંનથી ટીકી ટીકીને જોવા પડયો. બેહરામશા, શીરીનબાઇ તથા જાંહાંગીર બીજીજ તરફ બેઠાં હતાં.

"આજે ગીરદી ઘણી છે કેમ? અંદર કોણ જાણે કેમ જવાશે" તેને સુન્નું તરફ જોતાં અકળામણથી જણાવ્યું.

"જી હાજી, આજે અંદર જવાની ઘણીજ મુશકેલી પડશેજી," સુન્નુંએ સમજાવ્યું.

"જોવ માય. તમારા બુટ મારા આય બુટની પાસેજ મુકજો કે ફરીથી પહેરતાં તમુંને કાંઇ ગુંચવાડો નહી થાય," તે વૃધે સુચવ્યું.

"જી હાજી. ઠેંકયું."

"તમારૂં નામ શું માય?"

"જી, મારૂં નામ સુન્નું."

અને તેટલામાં તો તેણીની સાથવાલાઓ તેણીની આગળ આવી લાગ્યાં અને સર્વે જણાંઓ સુખડ મુકવા અને નુરી કેબલાને પગે પડવા ભીત્તર ગયાં.

"બસ એજ એજ, મારી ખાત્રી થઇ ચુકી, એજ ઘટમારો ચહેરો, એજ ઉંચાઈ ને એજ લટણુ, જરાકબી ફરક નહી. પણ અરે—રહેવાનું ઠેકાણું પુછતાંજ ભુલી ગીયો, કાંઈ ફીકર નહી, બુટ પેહરવા પાછાં એ લોક આવશે ત્યારે જરૂરજ પુછી લેવશ," પેલો જેફ પોતાનાં મનમાં આટલું

વમાસતો બરોબર સુન્નુંનીજ પુઠે પુઠે અંદર આવ્યો, અને જ્યાં તેણી બંદગી કરવા ઉભી રહી હતી તેની બાજુમાંજ ઉભો રહી ગયો, ભીત્તરમાં ભચડા કચડી અને ઉકલાટ એટલો તો બેશુમાર હતો કે આ દાવરવાલાઓ આતષ પાદશાહને સુખડ ચઢાવી અને પગે પડી બહુજ જલદી બહાર નીકળી પડયાં, તેઓની બરોબર પુઠેજ પેલો કોઇ જૈફ જરથોસ્તી પણ ચાલી આવ્યો અને ફરીથી સુન્નુંની પાસેજ બેસી પોતાનાં બુટ પહેરવા મંડી ગયો.

"આજે અંદર કેટલો ઉકળાટ છે? વધારે વાર ઉભું બી નહી રહેવાય જો? તે વૃધે સુન્નું તરફ જોતાં જણાવ્યું.

"બાય તમે કયાં રહોછ?" વૃધે પુછયું.

"જી માહીમમાં, દાવર-વીલામાં," સુન્નુંએ કહ્યું, અને આ ખાસ ગૃહસ્થ જેવા દેખાતા જૈફને સાહેબજી કરીને તેણી પોતાની સાથવાલાઓ આગળ ચાલી ગઇ

"બસ એજ, સોએ સો ટકા એજ, કાંઇજ ફરક નહી. હું કાલનો કાલ મારા સોલીસીટરો મારફતે તેહેકીક કરાઉંછ, પાક પરવરદીગાર ખોદા કરેને એજ નીકલી આવે, ઓ આતષબેહરાંમ પાદશાહ, અગર જો મારી મુરાદ ફલે તો હું અગરની માંચી ચહડાવશ, ખોદા મારી દુઆ આંમીન કરજે." અને સુન્નુંનાં ચાલી જવા બાદ વળી આ કોઇ જૈફ પુરૂષ પોતાનાં મનસેજ પટપટયો.

આ કોઇજ નહી પણ પેલો કરોડપતી શેઠયો, હીરાનો મોટો વેપારી, અને 'ચેહલ–મીનાર'નો એકલો માલેક અરદેશર લોર્ડ હતો. આતષબેહરાંમ માંથી નીકલી જેવો તે પોતાના મેહલ જેવા મકાનમાં પાછો ફર્યો કે તુરતજ પોતાના ભવ્ય હૉલમાં ગોઠવેલી એક બાઇની ફુલ સાઇઝ પેઇન્ટીંગ આગળ બે હાથો જોડી તથા પોતાનું સર નમાવી દઇ ઉભો રહી ગયો.

"ઓ મારી વાલી દીકરી જર, અગરજો તું પેલી મીનોઇ જેહાનમાંથી મારી કકળતી આંતરડીની દુઃખ ભરી:અરજ સાંભળી અને સ્વીકારી શક્તી હોય તો આટલી તારા બુઢ્ઢા બાપની અરજ જરૂર સાંભળજે. મારી ઉપર દયા કરજે ને મને જરૂર માફ કરજે દીકરી, હું તારા ઉપર ઘણોજ સખ્ત થયો. તે વખતે મને અંધાપો આયો ને મેં તુંને સદાને માટેની ઓવારનીવાર કીધી. જર, ઓ મારી અસરાફ છોકરી, હું એટલો તો હદ બાહર ઘટકી થયો કે છેલ્લી ઘડીએ મેં તારૂં મુવે મોહડું વટીક નહી જોયું. દીકરી માફ

કરજે. અગર જો તું આજે હેયાત હોતે તો તારી માફીની તલબ કરતો હું ચાલી ચલાવીને આવી તારાં પગોતા પગો ઉપર હું પડી જતે. જર, ઓ માહરી દીકરી, મેં તારી નાની બુચીને બી ઓવારનીવાર કરી નાંખી, અરેરે હું કેટલો ઘાટકી કસાઇ બની ગયો, જર મને માફ કર, ખુદાબી માફ કરે" અને આટલું બોલતાં આ જૈફ અરદેશર લોર્ડે તે સોભાઇતાં પેનટીંગની નીચેની ફ્રેમ પર પોતાનું સર ટેકવી દઇ દુઃખનો એક મસ મોટો દર્યાવ રડી દીધો.

"ઓ તમે આવ્યા કે મી૦ નોરમન હું તમુંનેજ આજે બોલાવનાર હતો. કેમ પછી કાંઇ પત્તો લાગો કે ?" અરદેશરે આ કોઇ તેવણુને મળવા આવનારને પુછયું.

"નહી મી૦ લોર્ડ, પત્તો તો કશોજ લાગ્યો નથી. પણ મારી શોધખોલ ચાલુજ છે." આ આવનાર જે તેવણુનો સોલીસીટર હતો તેને જણાવ્યું.

"મને પત્તો મલ્યોછ મી૦ નોરમન, મેં જે છોકરીની શોધ કીધીછ તે હું વગર શક કહી શકુંછ કે તેજ છોકરી છે. આબાદ એની માંયનીજ સીકલ છે, અને બીજી બધી રીતે જ્યાંસુધી અનુમાન કરૂં છું ત્યાં સુધી આયજ મારી દીકરાની દીકરી છે. ખોદા કરે ને તેમ હોય." અરદેશર લોર્ડે સમજાવ્યું

"સાહેબ, તમુંને કાંઇ ઠર ઠેકાણું માલમ હોય તો મને જણાવો કે હું જાતે ત્યાં જઇ બારીક શોધખોલ કરી આઊં." મી૦ નોરમને જણાવ્યું.

"ત્યારે લેવો મી. નોરમન, તમારી ડાયરીમાં હું જેમ લખાઉં તેમ લખી લઇ જઇ આવીને જલદીજ મને ખુશ વધાઇ કહી સંભળાવો. છોકરીનું નાંમ સુન્તું ઉંમર વરસ આસરે વીસ ઠેકાણું, દાવર-વીલા, માહીમ, અને આય લેવો, આય મારી મરહુમ દીકરીનો કેબીનેટ સાઇઝનો ફોટો બી છે. બસ આબેહુબ આય ચેહરાને મલતીજ આય છોકરી છે અને તેથી હું ધારૂં છું ત્યાં સુધી તો તેણીને ઓળખી લેતાં તમુંને કાંઇ ઝાજી મુશકેલી નડશે નહી." અરદેશરે જણાવ્યું.

"ઓલરાઇટ સર, હું હમણાંજ તે તરફ જાઉંછ અને દીવાબત્તી થાય તેની આગમજ તો હું પાછોબી ફરી જઇશ." અને આટલું કહેતાં મી૦ નોરમને ત્યાંથી ચાલતી પકડી



## પ્રકરણ—૧૭ મું.

"હુઝુર, તમુંને કોઈ સાહાબ મલવા માંગેછ. મેં તેવણુને વરંડા ઉપર બેસાડયાછ." માવાદીને પોતાના શેઠ બેહરામશાને ખબર આપી, અને બેહરામશા દાવર પોતે તેને મલવા બહાર નીકલી આવ્યા.

"ગુડ ઈવનીંગ સર, એક્સકયુઝ મી૦ પ્લીઝ, મને એક ચીજની બાતમી જોઈએછ ને તેને લગતો ખુલાસો તમે મને આપી શકશો. એવી હું આશા રાખું છું. હું પોતે મી૦ લોર્ડનો સોલીસીટર છું અને મારૂં નામ જી. બી. નોરમન છે."

તેને પોતાની ઓળખ આપતાં જણાવ્યું. 'સાહેબ, હું એટલુંજ જાંણુવા માગુંછ કે તમારે ત્યાં જે છોકરી છે તે તમારી પોતાનીજ છે, કે તમે કોઈની કરી લીધેલી છે?"

આ સવાલથી બેહરામશા પહેલાં તો ઘણાંજ ગુંચવાડામાં પડી ગયા, પણ પછીથી તેવણે લાંબો વીચાર કરતાં વમાસ્યું કે સુન્નુંને લગતી સાચે-સાચી વીગતો જણાવી દેવામાં કશી પણ હરકત હતી નહી.

"મી. દાવર, તમારો ગુંચવાડો હું સમજી શકુંછ, તમો સાહેબ કદાચને એમ બી ફીકર કરતા હોવો કે અગર જો તમે આ છોકરી કોઈની કરીબી લીધી હોય, જો તેમ હોય તો, હં? એક્સકયુઝ મી. તો અમે તેના વાલી તરફથી તેણીનો દાવો કરશું, તમે એમજ ધારોછ ની? તો તેના જવાબમાં હું અગાઊથી ખુલ્લે ખુલ્લું કહી દેવા માગુંછ કે તેમ કદી પણ બનનાર નથીજ. કારણ, છોકરી દેખાઈતીજ ઉમરની છે અને જ્યાં તેણીને ભાવે ત્યાં રહેવાને છુટી છે. પણ—તે કોઈ ભલો સોલીસીટર સમજાવતો હતો.

"પણ સાહેબ, હું મારા કુલ તરફથી જે કાંઈ કરીશ તે તેણીનાજ લાભ માટે કરીશ તેની તમે ખાત્રી રાખજો. હવે, મેહરબાની કરી જણાવશો કે ખરી બીના શું છે?"

બેહરામશાએ અવ્વલથી તે આખેર સુધીનો સુન્નુંને લગતો બનાવ ઘણાજ ખુલાશેવાર સમજાવ્યો.

"મી. નોરમન, તમે તે છોકરીને હમણા જોવા માગોછ?"

"વેલ વેલ પ્લીઝ, ઘણીજ મોટી ખુશીની સાથે." મી૦ નોરમને જણાવ્યું. અને ત્યારે તુરતજ બહેરામશા અંદર જઈ સુન્નુંનો હાથ પકડીને બહાર ખેંચી લાવ્યા.

"લેવો સાહેબ, આય યંગ લેડી, મીસ સુન્નુ." બહેરામશાએ કહ્યું આ ભલા સોલીસીટર તેના માનમાં ઉભો થઈ તેણીને શેકહેન્ડ કીધી.

"યંગ લેડી હું તમુંને જોઇને ઘણોજ ખુશી છું." મી. નોરમને કહ્યું.

"હું પોતેબી તમુંને જોઇને ઘણીજ ખુશી છું." ઇગ્રેજીમાંજ સુન્નુંએ છટાથી જણાવ્યું.

"તેક ચોર સીટ, લેડી આય જોવ, આય સબી કોણની છે? સબી સુન્નુંનાં હાથમાં પકડાવતાં પુછ્યું.

"જી, ચ્હેરો તો આબાદ મારાજ જેવો લાગેછ. એવણ કોણ છે?" સુન્નુંએ ઘણીજ ઇતેજારીથી જાણવા ચાહ્યું.

"જી એવણ તમારા પોતાના મરહુમ માતાજી છે. મી૦ નોરમને ઘણાંજ ગંભીર થતાં જણાવ્યું. અને તેને બારીકીથી માર્ક કરી લીધું કે આ સોહામણી બાળાની આંખ્યોમાંથી આ સાંભળી થોડાંક આંસુઓ સરી પડયાં.

"હવે યંગ લેડી." તે બાહોશ અને ભલા સોલીસીટરે તુરતજ વાત ફેરવી તોલતાં જણાવ્યું. "યંગ લેડી, તમારે લગતી તમામ બારીક વીગતો મેં મેળવી લીધી છે, અને મી૦ લોર્ડ સાથ ઘટતો બંદોબસ્ત કરી તમુંને જણાવવામાં આવશે. સમજયાંની ?"

"મી૦ લોર્ડ કોણ ?" સુન્નુંએ તાજુબ થઇ પુછ્યું.

"જી તમારા પોતાનાં મમાવાજી."

"હા, તે તેવણ મને કરવા તે શું માંગેછ ? જાણજો મી૦ નોરમન, ખાત્રીથીજ જાણજો, કે આય મકાનમાંથી હું મારો પગ કદીબી થઇને બહાર કઢનાર નથીજ. કોઇનું કશુંજ ચાલનાર નથી તે ખુબ ધ્યાનમાં રાખજો."

"નહી નહી, તમે ઘણીજ મોટી ભુલ કરોછ." મી૦ નોરમને આ છોકરીને છેડાઇ પડતાં જોઈ હસીનેજ ચલાવ્યું. "તમારી ઘણીજ મોટી ભુલ છે. તમારો દાવો કોઇ કરતુંજ નથી, હું તમુંને પ્રોમીસ આપુંછ. હમે જે કરશું તે તમારાં લાભનુંજ કરશું શું સમજયાં ?"

"મને મારાં લાભનો લોભ જરાક પણ નથી તેબી જરૂર યાદ રાખજો." સુન્નુંએ સેહજ નેણ જમાવીજ જવાબ કર્યો.

"અરે નહી નહી, તમે ગુસ્સો ના કરો. ચાલો તમારી મરજી નથી તો હું એ વીશે બોલીશ નહી. મી૦ દાવર હું હવે રજા લઇશ, મીસ

સુન્નું તમારી રજા છે ?" તે ભલા સોલીસીટરે હવે રૂખસદ ચાહતાં જણાવ્યું, અને આ બન્નેને સાહેબ સલામ કરી તે ત્યાંથી જેમ બને તેમ જલદીજ બહાર પડયો.

તે સોલીસીટર સીધોજ અરદેશર લોર્ડને ત્યાં પહોંચી ગયો, અને તમામે તમામ બારીક વીગતો તેવણુ આગળ જાહેર કરી. સુન્નુંનો દીલખુશ દેખાવ, તેણીની ઉંચ કેળવણી, તેણીની વાત કરવાની મર્યાદા અને તેણીની અચ્છી રીતભાતનું ઘણુંજ લંબાણથી તેણે બયાન કર્યું. અને ત્યારે આ સર્વે બીનાઓ સમજી લીધા બાદ અરદેશરની છાતી ઉપરથી જાણે એક મોટો પાહાડ ઉંચકાઇ ગયો હોય તેમ તેવણે છુટકારાનો એક લાંબો દમ ખેંચ્યો.

"ત્યારે મી૦ નોરમન, હું તમારી વીગતો સમજીને ઘણોજ ખુશી છું. હવે ત્યારે કાલનું કાલ મારૂં છેવટનું એક વીલ તૈયાર કરીને લઇ આવજો. મારી તમામ માલ–મીલકતો, આય આખ્ખો 'ચેહલ–મીનાર', કરોડો રૂપીઆનું મારૂં ઝર–ઝવેરાત, બધું બધુંજ મારા મુંવા બાદ અખ્ખી મારી સુન્નુંનેજ મળે, અને તેબી વળી કાંઇ બી શરત વગર."

"વારૂં સાહેબ, હું આવતી કાલેજ બધું નક્કી કરીને લાવીશ અને તમો સાહેબ તમારી તે ઉપર સહી કરી નાંખજો. બીજો કાંઈ હુકમ ? ત્યારે હું રજા લેઉં ?" મી૦ નોરમને જણાવ્યું.

"હા, મન કામમાં ...—અરે પણ મી૦ નોરમન, હું જો આવતી કાલે આ દાવરવાલાંઓને માહીમ જઇને મળી આવું તો કેમ ? તમે એમાં કાંઇ વાંધા જેવું જોવોછ વારૂં ?" અરદેશરે પુછયું. તેવણનો જીવ હવે સુન્નુંને જઈ મળવા અને તેણીને પોતનાં પેટ–પાંસામાં દાબવા તલપાપડ થઈ રહ્યો હતો.

"જરાકબી નહી સાહેબ, સુખેથી જાઓ, મી૦ દાવર ઘણાંજ ભલા માણસ છે. જરૂર જજો સાહેબ." અને એટલું કહેતાં મી૦ નોરમન ત્યાંથી વીદાય થયો.

હવેજ અરદેશરના જીવન કાંઇક સબ્બારો આવેલો માલમ પડી આવ્યો. અને તેવણનાં બદનમાં જાણે નવું લોહી આવી ગયું હોય તેમ પોતાનાં 'ચેહલ–મોનાર' નાં કંપાઉન્ડમાં ખુશાલ ફેરા ફરવા મંડી ગયા.

બીજે દીવસે તેવણ વહેલાજ ઉઠયા અને ઝટપટ તૈયાર થઇ જઈ પહેલાં આતશ બહેરામ ગયા અને પાક પરવરદીગારનાં હજારો હજાર સુકરાનાં કર્યાં, માંચી ચઢાવી અને ત્યાંથી સીધી પોતાની મોટરને માહીમ તરફ હંકારી જવા પોતાના શોફરને ફરમાવ્યું.

## પ્રકરણ—૧૮ મું.

સવારનાં આઠને સુમારે હાવર—વીલાના કંપાઉન્ડમાં અરદેશર લોર્ડની રોલ્સ રોઇસ દાખલ થઇ. તેવણને આ હાવરવાલાંઓ બહાર બગીચામાંજ મળી ગયાં.

"અલ્લો સાહેબજી, આવો મી૦ લોર્ડ આજે કાંઇ ગરીબને ત્યાં તમે ?" બહેરામશાએ તેવણની આગળ જઇ શેકહેન્ડ કરતાં જણાવ્યું અને બીજાઓ સાથે તેવણની ઓળખાંણ કરાવી.

"અરે બેટી બાપ, વળી ગરીબ કયે દીવસથી થઇ ગીયો ? મેં તો તુંને મારા ખોળા પર રમાડેલો, તુંને કયાંથી યાદ હોય !" અરદેશરે હસીને જણાવ્યું.

"નહી બાવાજી, મને તે કશુંજ યાદ નથી. પણ તમો સાહેબ કોઇ હમારા દુરનાં સગા થાઓછ એટલુંજ હું તો જાણુંછ."

"તારૂં કહેવું બરોબર છે, હવે હું આજે ખાસ શું કામને માટે આવ્યોછ તેતો તમે સર્વે જણાંઓ સમજી ગયાં હશો ? કેમ સુન્નુંમાય મને ઓળખેછ કે ?" અરદેશરે સુન્નું તરફ જોતા જણાવ્યું, તેઓ સર્વે જણાઓ હવે હોલમાં જઇને ગોઠવાયાં.

"જી હાજી, મેં તમુંને એક વખતે મેદાનમાં ફેન્સી—ફેરમાં અને બીજી વખત આતષબેહેરામમાં જોયલા જી," સુન્નુંએ કહ્યું.

"ખરીજ વાત કહી દીકરા, જરા મારી પાસે તો આવ. અરે મને જરા મળતો ખરી, હું તો તારો મમાવો થાંઉં જો !" ઘણુંજ હરખમાં આવી જઇ અરદેશર લોર્ડે જણાવ્યું, પણ સુન્નું પોતાની બેઠક પરથી એક ડગલું પણ હઠી નહી.

"જા માય સુન્નું, એવણ આગળ જા અને એવણને એક કોટી કર. એવણ તારા મમાવાજી થાયછ ઓશકાયછ શું કાંમ ?" અને ત્યારે ઝટ તે તાબેદાર છોકરી, અરદેશર આગળ જઇ તેવણને એક અળગી કોટી કીધી.

"મારી માય, હું મારા સોલીસીટર મારફતે તારે લગતી બીનાઓ સાંભળીને ઘણોજ ખુશી થયોછું. હું તારી બેહસ્તન માયનો અને તારોબી ઘણોજ તકસીરવાર છેઉં. એ બધું તુંને કયાંથીજ ખબર હોય ? પણ—"

"જી, હું તે બધું જાણુંછ. તમુને બધું આય મારાં માયજી વીગતે સમજાવશે." સુન્નુએ જણાવ્યું; અને ત્યારે તુરતજ શીરીનબાઇ પોતાની

તીજોરીમાંથી પેલી કપડાંની એક નાની ગાંસડી, તેની સાથનું કાગજ અને હીરાઓનું પેકેટ પોતા સાથ લઇ હોલ તરફ તુરત પાછાં ફર્યાં. આ ભલા દાવરવાલાઓએ આ જેફ અરદેશર લોર્ડને તેને લગતી તમામ તવારીખ કહી સંભળાવી. સુન્નુંના કમનસીબ બાપના હાથનું લખાયલું કાગજ વાંચતાં આ માલેતુજાર ડોસો ઝાર ઝાર રડયો. તેવણે સુન્નુંને હવે વધતીજ પોતાના પાસામાં લઇ લીધી.

"મારી સુન્નુ માય, મને તારા ખરાજ જીગરથી માફ કરજે. હું એકએક કરતાં બબે કીંમતી જીવોનો ખુનીજ પુરવાર થઇ ચુકયોછ. અરે ખોદા, તું મને મારો આય અજીમ ગુનાહ માફ કરજે." અરદેશરે ગમખ્વાર જીગરેજ ચલાવ્યું.

"જી તમુને મારા માયજી પર એટલું સખત નહીંજ થવું હતું." સુન્નુંએ પોતાની ભરાઇ આવેલી છાતીએ જણાવ્યું.

"સરજત મારી માય સરજત, સરજતની આગળ સ્થાણુપટ કોઇની ચાલી નથી ને ચાલનારબી નથી, પરતાઉંછ, હું દુઃખી છું, હું આય મારી મોટી ઉમરે એક ઘણુંજ કંગાળ જેવો છું. હવે મને પાછો એકવાર સુખી કરવાનું સુન્નુ માય, તારાજ હાથમાં છે, જો, આય ઉપર જો મારી મરહુમ દીકરી જરનું પવીત્ર રૂહ કેવું ખુશી થતું હોશે?" તે જેફ ઘણોજ કકલી કકલીને કાલાવાલા કરતો હતો.

"પણ જી, હું તમુને કેવી રીતે સુખી કરૂં? હું તો તમુને હવે મલી કેનો? હવે તમુને વધું તે શું જોઇયેછ?" સુન્નુએ જણાવ્યું.

"તારા ખરાજ જીગરની માફી બસ એકજ માફી."

"અરેજી, હું કેમ માફ કરી શકું? માફ કરવાવાલો તો તે સાહેબ છે. પણ તોબી, હું મારી રોજની બંદગી સાથે દુઆ ગુજારીશ અને પાક પરવરદીગાર તમુને જરૂર જરૂર માફ કરશે."

"બસ બસ, મારી સુન્નુ માય, એટલુંબી ગણીમત, ચાલ આવ મારી આગળ અને મને ચાંપીને એક કોટી કર." અરદેશરે હવે સંતોષ લેતાં જણાવ્યું અને ત્યારે તુરતજ આ સોહામણી સુન્નું તેવણના ખોળામાં ઓટવાઇ જઇ અને ઘણુંજ જોરમાં તેવણને બાઝી પડી.

"હવે મારા ખેરખાહો મારી એક બીજી અરજ સ્વીકારશો? તે એકે તમો બધા હમણા મારી સાથે મારે ઘેરે આવો.

ચ.લો હમે તૈયાર છઇએ." બહેરામશાએ તરત હાજર જવાબ દીધો અને ત્યારે બે મોટરો આ દાવર-વીલાનાં કંપાઉન્ડમાંથી બહાર પડી. બન્ને કરી કોલાબે આવેલા 'ચેહલ-મીનાર તરફ હંકરાઇ ગઇ. "ચાલ આવ, સુન્નુંમાંય આય તારો ચેહલ-મીનાર આજથી તે તારીજ મતા સમજજે ને આવ જમણે પગે પહેલી તુંજ ઉપર જા દીકરા જાંહગીર તું બી આવ." ગાડીમાંથી બન્ને જવાનોને બહાર ઉતારતાં અરદેશરે જણાવ્યું. પાછળથી બહેરામશા તથા શીરીનબાઇ પણ આવી લાગ્યાં.

ઘણાંક વરસો બાદ ફરીથી એકવાર 'ચેહલ મીનાર' ગરબડ સરબડથી ગાજીવાજી રહેલો જોઇ આજે અરદેશર લોર્ડ ઘણાંજ ગેલમાં આવી ગયલા માલમ પડયા તેવણે પોતે સર્વે જણાંઓને પોતાનો આખો રોણકદાર મહેલ દેખાડયો.

"આય જો મારી દીકરી આય તારાં મરહુમ માયજીની સખી. જો જાણે આબેહુબ તુંજ કેમ ખરૂંની !" અગર જો આય બીચારાં બલાં દાવરવાલાઓ તુંને માહીમના દરીયા કાનારા પર નહીજ મલ્યાં હતે તો તારૂં શું ને શું થઇ ગયું હોતે, તેનો જ્યારે હું વીચાર કરૂંછ ત્યારે મને હલમાંબી ધ્રુજરાં છુટેછ.

ત્યારબાદ તેઓએ બીજી ત્રીજી અને એલારપેલારની ઘણીક વાતો કીધી, અને કોઇ તક સાધી તેવણ બેહરામશા સાથ એકલા પડયા.



## પ્રકરણ—૧૯ મું.

"જોની, બેહરામ દીકરા, મેં મારૂં નવું વીલ તૈયાર કરાવ્યુંછ. મેં મારી બધી મીલકતો, આય આખો 'ચેહલ—મીનાર, મારા બધા દર દાગીના, કહોની કે બધું જરાકે જરાક મેં સુન્નુંનાંજ નાંમ પર કરેલું છે. હવે હું તુંને ખાસ જે કહેવા માંગુંછ તે આય તારા દીકરા જાહાંગીરને માટે છે. ઘણોજ લાયક જવાન છે, મેં બરોબર જોઇ તપાસી લીધેછ. તો કાંય નહી આપણે એ બે બચ્ચાંઓને ગોઠવીજ દઇએ, ખોટી શાની છે ?" અરદેશરે જણાવ્યું.

"નહીજી મને વાંધો કશોજ નથી. બન્ને સાથેજ નાનપણથીજ ઉછરતાં આયાંછ અને એકને બીજાં વગર જરાક બી ચયને ચાલતું નથી. પાંચે દહાડે બન્ને એકજ થવાનાં એ તો મારી ખાતરીજ હતી."

"તો ત્યારે તો બાવની બેટીબાપ, હું આજનો આજ એ સવાલ નક્કી કરી નાંખું, અને માહરે મરતે દીવસેબી હું એક ભલાઈનું કાંમ કરતો જાઉં, કેમ નહી બોલ્યો? ચાહની આજેજ આપરે રૂપ્યા બી પેહરાવીજ દઇયે. વાર કોણની જોવાની છે?" ઘણીજ ખુશીમાં આવી આ જૈફે જણાવ્યું.

"જેમ તમારી મરજી બાવાજી, તમારા હાથેજ આટલી ભલાઈ કરશો તો હું ને શીરીન ઘણાંજ ખુશી થઇશું. બોલાવું શીરીનને?"

"અરે હા હા બોલાવની, લટકો ફટકો આજેજ કરી નાખ્યે." અને ત્યારે શીરીનબાઇ આવી લાગતાં જ્યારે તેવણે આ બન્નેનો મનસુબો જાણ્યો ત્યારે તેવણ પણ ઘણા ખુશી થયા.

અરદેશર ઝટ અંદર દેડી જઇ પોતાની સાથે એક હીરા જડીત દાબડો લઇ પાછા બહાર આવ્યા. આ દાબડા માંહે કીમતી હીરાઓની ચકચક કરતી અસંખ્ય વીંટીઓ હતી. તેટલામાં શીરીનબાઇનાં બોલાવ્યાથી બન્ને છોકરાંઓ પણ ત્યાંજ આવી લાગ્યાં.

"આવો મારાં વહાલાં બચ્ચાંઓ, જોઉં મારી પાસે બેસી જાઓ તો!" અરદેશરે ઘણાંજ ખુશ મીજાઝમાં આવી જઇ જણાવ્યું. "બોલ જોઉં મારી સુન્નું માય, તુંને આય હીરાઓ ગમેછ કે આય દાવરનો દીકરો જાંહાંગીર ગમેછ?" યુક્તીથીજ દોસાજીએ હસીને પુછ્યું.

"મમાવાજી, એ તમારા હીરાઓનીતો તમે લાખોની કીંમત આંકીબી દીધી, પણ જાંહાંગીરનીતો કીંમતજ નહી થાય, તેનું કેમ?" સુન્નુંએ તો જાણ અજાણ પોતાનું પ્રમાણીક મત આપી દીધું. તેને બીચારીને શું ખબર કે તેના મમાવાજી શું ગતમાં લોટતાં હતા?

"હવે જાંહાંગીર દીકરા, બોલ તું શું પસંદ કરશે? આય એક તરફ આ લાખોની કીંમતનાં હીરાઓ છે, ને બીજી તરફ સુન્નું છે, હવે બોલ જોઉં, તુંને હીરાઓ ગમશે કે સુન્નું?" અરદેશરે હવે જાંહાંગીરનો ચોખો ચાંપી જોયો.

"મોટા બાવાજી, આવી એક નમુનેદાર સુન્નું આગલ આવા તમારા લાખોનાં કે કરોડો રૂપ્યાનાં હીરાઓ મારે મનસે પત્થરનાં ટુકડાઓ સમાન છે. સુન્નું જેવું એક બેમુલ ગોહર હજી સુધી કોઇને જડયું નથી અને જડનાર પણ નથી. ત્યારે હું એમાંથી એકનીબી કીમત કેવી રીતે આંકી શકું ભલા?" જહાંગીરે પણ તેટલુંજ પોતાનું પ્રમાણીક મત આપ્યું.

આ બન્ને જવાનોના હાજર જવાબથી ત્યાં ઘણીજ રમુજ ફેલાઇ ગઇ પણ અરદેશર તો બેશક છક્ક થઇ ગયા.

"મારાં વહાલાં બચ્ચાંઓ હું તમારાં બન્નેના મતને મળતો થાવુંછ. ત્યારે તો હું આજે એવું ઇચ્છું છ કે તમો બન્ને વહાલાંઓ તમારી જીંદગીના છેડા સુધી સાથેજ જોડાઇને રહો. તમો બન્ને મારા વહાલાંઓ એક બીજાને માટેજ સરજાયલાં છેઓ. આય જે બધું છે તે આજથી તમારૂંજ છે." જાંહગીર તેમજ સુન્નુંનો હાથ સાથે મેળવતાં અરદેશર શેઠે જણાવ્યું.

તેટલાં નોરમન સોલીસીટર વીલ સાથે લઇને આવતાં તે ઉપર ડોસાજીએ સહી ઘસડી કાઢીને કહ્યું. 'ચાલો ઘણુંજ સારૂં થયું. હવેજ મારા મનને કાંઇ નીરાંત વળશે." અરદેશરે જણાવ્યું અને બીજી થોડીક કાંઈ કામની વાતચીત કરીને મી૦ નોરમન ત્યાંથી વિદાય થયો.

દાવરવાલાંઓ આજનો આખો દીવસ અરદેશરનાં પરોણાં તરીકે રહેનાર હતાં. આ જેફ અરદેશર શેઠ આજે ઘણાંક વરસો બાદ એટલા તો ખુશાળીમાં માલમ પડી આવ્યા કે ત્યાંના તેવણનાં પુરાણાં નોકરો ચટીક તેવણને જોઇ તાજુબ થયા.

"આજે ઘણાં વરસો પછીજ મારૂં મોહનું જરા હસતું થયુંછ, મારી સુન્નું." અરદેશર શેઠ સુન્નુંને પોતાનાં પાસાંમાં બેસાડી કહેતા હતા. "માહરી સુન્નું, હું વરસો વેર સુનો સાવજ જેવો થઈ ગયો હતો. પસ્તાવાનો કીડો મારૂં અંતઃકરણ કોતરી ખાતો હતો, અને ખુદાતાલા પાસ રોજ હું મારૂં મોત માંગતો હતો. મારી દીકરી જરને ઓવારનીવાર કીધા પછી હું બહુ વહેલોજ પસ્તાયો, આખરે પાક પરવરદીગારે મારી અરજ સાંભલીછ અને આજે તેજ 'ચેહલ—મીનાર'મા તારાં મુબારક પગલાં આવ્યાથી પાછો એકવાર હસતો રમતો થયોછ, અને ત્યારે મારા આગલા સુખી દીવસો પાછા એકવાર મારે દેખે ચહડી આવેછ. મારી સુન્નું દીકરી, પરવરદીગાર તુંને ને તારા ધણીને સુખીજ રાખશે. હવે હું ખરેખરોજ સુખેથી મરસ અને—"

"નહી મારા વ્હાલા મમાવાજી, તમે એમ ના બોલો. હમો ગરીબ બચ્ચાંઓના સર ઉપર તમે ઘણું ઘણું જીવો." સુન્નું તેવણનું માથું પોતાનાં ખભાંપર ઘણુંજ પ્યારથી ટેકવી દઇ તેવણને સબારો આપતી સમજાવતી હતી. "તમારા જેવા એક, બુઝોર્ગ મુરબીજીથી તો આપરા ઘરની એક મોટી શોભા અને મગરૂરીજ લેખાવી જોઇયે. હવે તે નહેરત

વખત સદાને માટે વહી ગયોછ. હું તમારી મારે હાથે જાતે હવેથી બરદાસ્ત લેવશ.

કેમ બોલ્યા નહી મમાવાજી? બોલોની, કેમ જવાબ નથી આપતા?" અને સુન્નુએ ઘણાજ પ્યારથી વાંકી વળી જઇ તેવણુનો જવાબ મેલવવા તેવણુનો ચેહરો તપાસ્યો તો—ઓ—? મમાવાજી જવાબ આપે કયાંથી? તેવણુ તો હાથ ત્યાં હાથને પગ ત્યાં પગ થઇનેજ સુન્નુંના ખભા પર પોતાનું સર ટેકવીને લાકડુંજ થઇને બેઠા હતા. હદ બહારની ખુશાલીથી તેવણુનું હાર્ટ બંધ પડી ગયું હતું અને 'ચેહલ-મીનાર'નો કરોડપતી માલેક આ જેહાનથી ફારેગ થઇ ચુકયો હતો. અફસોસ! તે માલેતુજાર શેઠયો સુન્નુનાજ પ્યારા હાથોમાં સંતોષ પામીનેજ મુંવો હતો, તેનો ચેહરો ખુશ-ખુશાલ હતો, અને તેના હોથો ઉપર આનંદ અને સંતોષનુંજ હસું પંઠરાયલું સ્પષ્ટ નજરે આવતું હતું.

× × ×

ઉઠમણાને દીવસેજ તેવણનું વીલ વંચાયું હતું. જેમાં તેવણે પોતાની તમામ માલમીલકત અસકયામત, ઝર-ઝવેરાત અને બીજું સઘલું એખ્તી સુન્નુના નામ ઉપર અને તેબી વળી કોઇ પણ જાતની શરત વગરનુંજ વીલ કર્યું હતું.

અને ત્યારે એક વારનું આ મા-બાપ વગરનું નાવારેસ ભુલું પડેલું બુલબુ ભલા દાવરવાલાઓની લાયકી અને પાક પરવરદીગારની મેહરથી આજે એક કરોડપતી પણોતી પુટલી બનવા પામી.

તેવણની છમસી વીટી ગયા બાદ આ પોતાના 'ચેહલ-મીનાર'માંજ સુન્નું તથા જાહાંગીર ધામધુમથીજ પરણીને એક થયાં.

તેઓના લગનને દીવસે જે સૌથી સરસ શુભ કામ થયું તે પેલા સુન્નુનો કીમતી જાન બચાવનાર માતાદીનની કદર કરવાનું હતું. સુન્નું અને જાંહાગીરે પોતાના આ માનીતા, વીશ્વાસુ, અને નીમકહલાલ રખેવાલને ઘણોજ છુટથી નવાજી નેહાલ કર્યો હતો.



નંબર ૮૯ મી આવતી વાર્તા, નામે—

## "ગુલાબી ગામડચન."

આવતી તા. ૧ લીએ બહાર પડશે.